* બિસ્મિહી તઆલા *

પ્રકાશન નં. ૧૬૩

# આદાબે મસાજિદ

: લેખક :

હઝરત મવ. મુફ્તી મુહમ્મદ શફીઅ સા. (રહ.)

: અનુવાદ :

હસન ભડકોદ્રવી

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj.–India)

# આદાબે મસાજિદ

લેખક : હઝરત મવ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)

ગુજરાતી રૂપાંતર : **હસન ભડકોદ્રવી**



પ્રકાશન નં. ૧૬૩

આવૃત્તિ : બીજી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ : હિ. સન ૧૪૧૮

ઈ. સન ૧૯૯૮

મૂલ્ય : રૂા. ૧૨-૦૦



**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુા. પો. **કંથારીઆ**–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj.–India)


અનુક્રમણિકા




بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِيْمِ

الحمد لله الّذی احب من البقاع
مساجدها وتخیّر لجوارہ القدس راكعها وساجدها
وصلّی اللّٰهُ تعالٰی علٰی عبدہ الّذی اسرٰی به لیلاً مِن
المسجد الحرام الی المسجد الاقصٰی الّذی بارك
وحوله فجعل طاعته وقوله وَعَلٰی اٰله واصحابه
الّذین زین المسَاجد وانوارها ونظّار ریاض الجنّة
وعُمّارها وسلّم تسلیماً كثیراً كثیراً - امّا بعدُ ،

આજે દીન અને દીની ઉલૂમની પડતી તથા મંદીનો સમય છે. આજે ઈસ્લામી શઆઈર (પ્રતીકો)

પાયમાલ થઈ રહ્યાં છે. મુસલમાનોના પવિત્ર સ્થળો એમના હાથમાંથી છટકી રહ્યાં છે. આવા સમયે એક ઈમાન ધરાવનાર દિલે દુઃખ–દર્દ અને ફિકર–ચિંતાથી પીગળી જવું જોઈએ અને એક હક–પરસ્ત આંખે અંધ યા દૃષ્ટિહીન બની જવાને પસંદ કરવું જોઈએ. ઇસ્લામી શઆઇરની આ પાયમાલી અને પવિત્ર સ્થળોની આ બેહુર્મતી (અપમાન) જો ઇસ્લામ દુશ્મનોના હાથે થાય છે અને એમને રક્ષણ પૂરું પાડવું આપણી સત્તા અને તાકાતની બહારની વાત છે તો શાયદ અલ્લાહ તઆલા આપણને માફ ફરમાવે; પરંતુ હે સજ્જનો! તે ઝુલ્મ–સિતમ અને અત્યાચારોનો આપણી પાસે શું જવાબ છે જે આપણે પોતે આ ઇસ્લામી શઆઈર પર આચર્યાં છે અને એમને ખુદ આપણે જ પોતાના હાથો વડે મિટાવ્યાં છે?! તે દુર્દશા અને બેહુર્મતીનો આપણી પાસે શું બચાવ અને જવાબ છે જે ખુદ આપણા જ હાથપગે આ પવિત્ર સ્થળોની સાથે કરી છે?!

આ વાત સાચી કે અલ્લાહ તઆલાના મોટા મોટા પવિત્ર સ્થળો હિજાઝ, શામ અને ઈરાકની મુબારક જમીનના ભાગે આવ્યાં છે; પરંતુ એની સાથે આ વાતનો પણ ઈનકાર થઈ શકે એમ નથી કે અલ્લાહની જમીનનો દરેક ટુકડો અને પ્રાંત આવા પવિત્ર સ્થળોથી આબાદ છે, જે પોતાની પવિત્રતામાં બયતુલ્લાહનો છાયો અવશ્ય

ધરાવે છે, જેમને આપણે **મસાજિદ** કહીએ છીએ. દરેક મુસલમાને વિચારવું જોઇએ કે આપણે પોતાના કબજા હેઠળના આ પવિત્ર સ્થળોની કેવી અને કેટલી ઇઝઝત તથા તાઝીમ કરી છે કે આજે આપણે પોતાના હાથમાંથી નીકળી ગયેલાં–છીનવાઈ ગયેલાં પવિત્ર સ્થળો વિષે રૂદન અને ફરિયાદ કરીએ છીએ :

તૂ બેરૂને દર ચે કર દી કે દરૂને ખાનહ આઇ[1]

આહ આહ! આજે આપણી મોટાભાગની મસ્જિદો તો નમાઝ અને જમાઅતને ટાંપે અને તલસે છે. એમનામાં માનવોના બદલે જાતજાતના જાનવરો મુઅ્તકિફ (ઈબાદતમાં વ્યસ્ત) જોવા મળે છે :

ગુફ્તમ ઈં શર્તે આદમિયત નેસ્ત
મુર્ગ તસ્બીહ–ખ્વાં વ તૂ ખામોશ[2]

અને જો ગણીગાંઠી મસ્જિદો આબાદ પણ છે તો તે એવી કે શરીઅતની પરિભાષામાં તે આબાદ કહી શકાતી

---

[1] તેં દરવાજાની બહાર ક્યાં સારું કામ કર્યું છે કે હવે ઘરની અંદર આવે છે ?

[2] આ તારી માણસાઇ નથી કે પશુ–પંખીઓ તો અલ્લાહ તઆલાની તસ્બીહ પઢે, અલ્લાહ તઆલાનું સ્તુતિજ્ઞાન કરે અને તું ખામોશ બેસી રહે.

નથી; બલકે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આવી મસ્જિદો વિષે ફરમાવે છે :

"મસાજિદુહુમ મઅ્‌મૂરતુન વહિ-ય ખરાબ.......

અંતિમ યુગના મુસલમાનોની મસ્જિદો દેખાવમાં તો આબાદ જણાશે, પણ હકીકતમાં તે વેરાન હશે."

પ્રથમ તો આ મસ્જિદોમાં નમાઝીઓ જ ઓછા હોય છે અને જે ગણ્યાગાંઠયા હોય છે તો મસ્જિદો એમની બેઠકો (ચોપાડ) બની ગઈ છે. આહ આહ, અલ્લાહ રબ્બુલ ઇઝઝતની બારગાહ અને એની આ ઈઝઝત, આવી દશા! આજે અલ્લાહ તઆલાનાં ઘર એના ઝિક્રથી ખાલી છે અને દુનિયાભરનાં લફરાં એમાં મવજૂદ છે! દરેક પ્રકારના કજિયા-કિસ્સા એમાં નક્કી થાય છે. બજારોનો ઘોંઘાટ અને શોર ત્યાં જોવા મળે છે. તે ખાણું ખાવાના રૂમ પણ છે અને સૂવા માટેના આરામ-ગૃહ પણ! મતલબ કે ત્યાં બધું જ છે, પણ તે ચીઝનો અહિંયા દુકાળ છે જેના માટે અલ્લાહ તઆલાની આ બારગાહો બનાવવામાં આવી છે.

મસાજિદમાં ખૂશ્બૂ લગાવવાની અને ધૂણી દેવાની આપણા પૂર્વજ બુઝુર્ગોની સુન્નત હતી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દરેક જુમ્અહના દિવસે મસ્જિદને સાફ

કરતા, ખૂશ્બૂ લગાવતા અને ધૂણી દેતા; પરંતુ અફસોસ કે આજે આપણી મસ્જિદો ખૂશ્બૂના બદલે બદબૂ-દુર્ગંધ અને નાપાકીથી ખરડાયેલી છે. ખૂશ્બૂની ધૂણીના બદલે એમાં માટીનું ખરાબ વાસ મારતું તેલ (કેરોસીન) વાપરવામાં આવે છે. અલ્લાહ તઆલાના પવિત્ર ફરિશ્તાઓ આપણા વર્તનથી કંટાળી ગયા છે. આપણે સવાબ કમાવાના આશયે મસ્જિદે આવીએ છીએ; પરંતુ ત્યાંથી ફરિશ્તાઓની બદદુઆ લઈને પાછા ફરીએ છીએ, કારણ કે જ્યારે કોઈ માણસ મસ્જિદમાં દુનિયાની વાતો શરૂ કરી દે છે તો ફરિશ્તાઓ પહેલાં કહે છે : ઉસ્કુત યા વલિય્યલ્લાહ ! (હે અલ્લાહના વલી ! ચૂપ થા). જો તે ચૂપ થતો નથી અને વાતોમાં લાગેલો રહે છે તો કહે છે : ઉસ્કુત યા બગીઝલ્લાહ (હે અલ્લાહના દુશ્મન ! ખામોશ થા). પછી જો તે વાતોનો સિલસિલો ચાલુ જ રાખે છે તો તેઓ કહે છે : ઉસ્કુત લઅનતલ્લાહિ અલયક (તારા પર અલ્લાહની લા'નત થાય, ચૂપ થઈ જા).

(ઈબ્ને હાજ કૃત મદખલ)

---

આવી વાતો અને હરકતો નિહાળીને આદાબે મસાજિદના વિષય પર એક નાનકડી કિતાબ લખવાનો વિચાર સ્ફૂર્યો, પરંતુ પોતાની સાધનહીનતા, ઈલ્મની ઓછપ અને ગુનાહોની કાળાશ આ કામમાં રુકાવટ બનતી હતી. છતાં એવું વિચારીને આ કામ શરૂ કરી જ

દીધું કે શાયદ અલ્લાહ તઆલાનો કોઈ નેક બંદો એનાથી લાભ ઉઠાવે. આવા નેક બંદાના સદકા અને દુઆથી આ ગુનેહગારને પણ અમલની તવફીક નસીબ થઇ જાય : વમા ઝાલિ-ક અલલ્લાહિ બિઅઝીઝ (અલ્લાહ તઆલા માટે આ કામ જરા ય ભારે કે અસંભવિત નથી.)

માનવંત વાંચકોને વિનંતી કે આ વાતો પર અમલ કરવાની પોતે પણ કોશિશ કરે અને બીજાઓને પણ વાંચી-સંભળાવીને આ બાબતો તરફ એમનું ધ્યાન દોરે. ઉપરાંત, આ નાચીઝને પોતાની દુઆમાં જરૂર યાદ રાખે. આ પ્રાસ્તાવિક લખાણ પછી મૂળ હેતુ તરફ ધ્યાન કેન્દ્રિત કરું છું.

વમા તવફીકી ઈલ્લા બિલ્લાહિ રબ્બિલ આલમીન. હુ-વ હસ્બી વ નિઅ્મલ વકીલ.



## * ફઝાઇલે મસાજિદનું બયાન *

મસાજિદ અલ્લાહ તઆલાનાં ઘર છે :

હદીસ શરીફમાં છે :

"ઇન્ન બુયૂતલ્લાહિ તઆલા મિનલ અર્દિ મસાજિદુહા...."
(તબરાની ફૂત મુઅજમે કબીર)

અર્થ : "બેશક, જમીનમાં અલ્લાહ તઆલાનાં ઘર મસાજિદ છે અને બેશક, અલ્લાહ તઆલાએ તે માણસનો ઇકરામ (સન્માન) કરવાની જવાબદારી પોતાના શિરે લઈ લીધી છે જે એની ઝિયારત માટે મસાજિદમાં આવે છે."

[આ કારણે મસાજિદની અઝમત વાસ્તવમાં અલ્લાહ તઆલાની અઝમત છે અને મસાજિદની બેઅદબી હકીકતમાં અલ્લાહ તઆલાની બેઅદબી છે, અલ્ઈયાઝુ બિલ્લાહ (અલ્લાહની પનાહ !).]

મસાજિદ અલ્લાહ તઆલાનાં ઘર છે, જેમ કે હદીસ શરીફથી સાબિત છે; પરંતુ એનો મતલબ એવો નથી કે અલ્લાહ તઆલા મસ્જિદની ચાર દીવારમાં એ પ્રમાણે બેઠેલો છે, જે પ્રમાણે આપણે પોતાના મકાનમાં બેસીએ છીએ; બલકે આ વાતને કંઈક આ રીતે સમજો કે જેમ સૂર્યની સામે આયનો મૂકવામાં આવે છે તો સૂર્યની ખાસ તજલ્લી (પ્રકાશ)થી તે ખુદ જ ઝગમગી ઊઠે છે અને બીજી ચીજોને રોશન કરી દે છે, જ્યારે કે આવડો મોટો સૂર્ય—જે જમીનથી અનેક લાખ ગણો મોટો છે—આ નાનકડા આયનામાં કોઈ પણ રીતે સમાઈ શકતો નથી. ઠીક આ જ પ્રમાણે અલ્લાહ તઆલાની ખાસ તજલ્લી આ ઘરો પર ઊતરે છે જેનાથી એમનામાં ઈલાહી અનવાર જોવા મળે છે અને આ ઘરો મસાજિદમાં રહેવાવાળાઓ પર એ ઈલાહી અનવારની કિરણો પડે છે. (ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

**મસ્જિદ આખિરતની બજાર છે :**

મુસ્તદ્રકે હાકિમ હઝરત અબુદ્દરદાઅ (રદિ.)થી રિવાયત કરે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"અલ મસાજિદુ સૂકુમ મિન અસ્વાકિલ આખિરતિ, મન દખ-લહા કાન ઝયફુલ્લાહિ કિરાહુલ મગ્ફિરતુ વ તુહ્ફતુહુલ્ કરામહ." (મુન્તખબુલ કન્ઝ)

અર્થ : "મસ્જિદો આખિરતની બજારો પૈકીની બજાર છે. જે માણસ એમનામાં દાખલ થઇ ગયો તે અલ્લાહ તઆલાનો મહેમાન છે. એની મહેમાની મગફિરત છે અને એના માટે માનઆદર તથા સન્માનનો તોહફો છે."

જે પ્રમાણે વહેલી સવારે દુનિયાની બજારો ભરાય છે અને લોકો પોત પોતાની જરૂરત અનુસાર ખરીદ-વેચાણમાં મશગૂલ થાય છે, એ જ પ્રમાણે ઠીક આ સમયે આ આખિરતની બજારો પણ ભરાય છે અને અલ્લાહ તઆલાના નેક બંદા એમની તરફ દોડતા જાય છે :

બ-વક્તે સુબ્હ જો ખુરશીદ મુંહ દિખાતા હે
કોઇ હરમકો, કોઇ મય-કદહકો જાતા હે
જો દિલસે પૂછતા હૂં તૂ કિધરકો જાતા હે
તો ભરકે આંખોંમેં આસૂ યહ પબ્હ સુનાતા હે--

અલસ્સબાહ કે મર્દુમ બ-કારોબાર રવન્દ
બલા કશાને મુહબ્બત બ-કૂએ યાર રવન્દ[1]

---

[1] પરોઢિયે જ્યારે લોકો પોત પોતાના કામધંધે જાય છે તો હકીકી મુહબ્બતના ફિદાકારો અને શ્રમિકો આ સમયે દોસ્તની શેરી તરફ દોટ મૂકે છે.

ઉપરોક્ત કાવ્યપંક્તિનું સમર્થન એક હદીસ શરીફ પણ કરે છે, જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :

"કુલ્લુન્નાસિ યગ્દૂ ફ-બાઇઉ નફ્સિહી....અર્થ : દરેક માણસ જ્યારે સવારે ઊઠે છે તો પોતાના નફસ (આત્મા)ને વેચનારો હોય છે."

પછી કોઇ એને નેક અમલોના બદલામાં આઝાદ કરી લે છે અને કોઈ (પોતાના ખરાબ આ'માલ વડે) એને હલાક કરી નાખે છે. દુનિયાની બજારોમાંથી આ ક્ષણભંગુર દુન્યવી ઘરનો સામાન ખરીદવામાં આવે છે અને આખિરતની બજારો–મસાજિદમાં તે સાચા ઉખરવી ઘરનો સામાન વેચાય છે, જેમાં સદાસર્વદા રહેવાનું છે. હે દુનિયાની બજારોની સેર-સપાટી કરનારાઓ ! અલ્લાહ તઆલાના માટે આખિરતની બજારોની કંઈક તો સહેલ કરી લો.

**મસાજિદ જન્નતનાં બાગ છે :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે તમે જન્નતનાં બાગ પાસેથી પસાર થાઓ તો એનાં ફળ (અવશ્ય) ખાતા રહો. પૂછવામાં આવ્યું કે

યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જન્નતના બાગ કયા છે ? ફરમાવ્યું : મસાજિદ. ફરી પૂછવામાં આવ્યું, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એનાં ફળ ખાવાથી શી મુરાદ છે ? ફરમાવ્યું કે આ કલિમહ પઢવું : સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર. (તિરમિઝી શરીફ)

દુનિયાની તમામ જગ્યાઓમાં અલ્લાહ તઆલાના નજીક સૌથી વધુ પ્યારી જગ્યા એની મસાજિદ છે. હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી એક લાંબી હદીસમાં રિવાયત છે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "તમામ જગ્યાઓમાં સૌથી વધુ ખરાબ જગ્યા બજાર છે અને સર્વશ્રેષ્ઠ જગ્યા મસ્જિદ છે."

મસ્જિદવાળી જગ્યાનું સર્વશ્રેષ્ઠ અને સર્વોત્તમ હોવું શાયદ આ કારણે છે કે કુર્આને મજીદના ફરમાન અનુસાર સૃષ્ટિના સર્જનનો એકમાત્ર હેતુ અલ્લાહ તઆલાનો ઝિક્ર અને તેના હુકમનું પાલન છે. એટલા માટે જે જગ્યા આ મકસદને વધુ પૂરો કરતી હોય તે અલ્લાહ તઆલાના નજીક અત્યંત પ્રિય છે અને જે જગ્યામાં અલ્લાહ તઆલાના ઝિક્રના બદલે ગફલત અને તેની તાબેદારીના બદલે નાફરમાની થતી હોય તે અલ્લાહ તઆલાના નજીક સૌથી વધુ દુષ્ટ અને ખરાબ જગ્યા છે.

મસાજિદ અલ્લાહ તઆલાના ઝિક્ર માટે બનાવવામાં આવી છે એ કારણે તે સર્વશ્રેષ્ઠ અને સર્વોચ્ચ જગ્યા છે અને બજાર સામાન્યપણે ગફલત, અપરાધ, છળકપટ, ધોકાબાઝી, જૂઠ, ઘોંઘાટ અને ઝઘડા–ટંટાની જગ્યા છે એ કારણે અલ્લાહ તઆલાના નજીક તે સૌથી વધુ નાપસંદ છે. એથી જ તો સહાબએ કિરામ (રદિ.) અને પૂર્વજ નેક બુઝુર્ગો (રહ.) જો બજારે જતા યા ત્યાં દુકાન માંડતા તો આ વાતની કોશિશ કરતા કે જે કારણસર બજાર અલ્લાહ તઆલાને સૌથી વધુ નાપસંદ છે તેને જ પોતાની પાસે ફરકવા અને ભટકવા દેતા નહોતા. જેમ કે, બજારોમાં ખરીદ–વેચાણ કરતી વેળા પણ એમની આ હાલત રહેતી હતી :

દસ્ત બ–કારે દિલ બ–યાર



તૂઇ મક્સૂદ અગર મશગૂલ ગયરમ
તૂઇ મત્લૂબ અગર નઝદીક દેરમ

(ભાવાર્થ) : એમની આ હાલત હતી કે અઝાનની અવાજ કાને પડતાંવેંત તેઓ પોત પોતાનું કામ પડતું મૂકીને મસ્જિદની તરફ જવા નીકળી પડતા હતા. જો લુહારે લોખંડ પર મારવા હથોડો ઉઠાવેલો હોય અને એ દરમિયાન અઝાનની અવાજ કાને પડતી તો તરત

હથોડો મૂકીને તે અલ્લાહ તઆલાના ઘર તરફ ઉતાવળે-ઉતાવળે લપકતો અને એ ઉઠાવેલા ઘાણની માર (પ્રહાર)નો ઉપયોગ કરવાનું પણ તે પસંદ કરતો નહિ. (આ બનાવ ઇમામ અબૂ દાવૂદે અમુક નેક પૂર્વજોથી-બુઝુર્ગોથી નકલ કર્યો છે.) એમની આ હાલત હતી કે અઝાનની અવાઝથી એમની બજારોમાં સન્નાટો વ્યાપી જતો હતો. તેઓ તત્કાળ દુકાનો બંધ કરીને અને ખરીદ-વેચાણ પડતું મૂકીને મસ્જિદો તરફ દોડી જતા હતા. આવા જ લોકોની શાનમાં આ આયત ઊતરી છે:

"રિજાલુન લા તુલ્હીહિમ તિજારતુંવ્ વલા બયઉન અન્ ઝિક્રિલ્લાહ." (નૂર : ૩૭)

અર્થ : "આ એવા લોકો છે કે એમને વેપાર અને ખરીદ-વેચાણ અલ્લાહ તઆલાના ઝિક્રથી ગાફિલ કરી દેતા નથી."

બજાર ફિત્ના-ફસાદ, શરારત અને બુરાઈની જગ્યા છે, એ કારણે જ્યારે બજાર જાય તો આ કલિમહ પઢવો સુન્નત છે :

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْـدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَـمْدُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَحَيٌّ لَّا يَمُوْتُ
وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَـدِيْرٌ

લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વહદહૂ, લા શરી–ક લહૂ, લહૂલ મુલ્કુ વ લહુલ હમ્દુ, યુહ્‌યી વ યુમીતુ, વહુ–વ હય્યુન લા યમૂતુ વ હુ–વ અલા કુલ્લિ શયઇન કદીર.

હદીસ શરીફમાં આ કલિમહનાં ઘણા લાભ બયાન થયેલાં છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ મુબારક કલિમહ પઢશે તો એના માટે એક લાખ સવાબ (નેકીઓ) લખવામાં આવશે અને એનાં એક લાખ ગુનાહ માફ કરી દેવાશે અને એનાં એક લાખ દરજા બલંદ કરાશે અને એના માટે જન્નતમાં એક ઘર બનાવી દેવાશે. (તિરમિઝી, ઈબ્ને માજહ)

કેટલાક સહાબાથી આ રિવાયત છે કે તેઓ કદીક માત્ર આ કલિમહને જ પઢતા રહેતા અને એનો મહાન સવાબ પ્રાપ્ત કરવા માટે બજાર જતા હતા. સુબ્હાનલ્લાહ, એમના ઝિક્ર અને તકવાએ બજારોને પણ એમના માટે મસાજિદ અને આખિરતના આ મહાન લાભનું નિમિત્ત બનાવી દીધી. અફસોસ, આજે આપણી ગફલત અને ગુનાહિત વૃત્તિએ આપણી મસાજિદને પણ બજાર બનાવી મૂકી છે અને આપણે દુનિયાની બજારોમાંથી પણ કોરાકટ પાછા ફરીએ છીએ. ન દીન–ધર્મનો જ લાભ મળે છે અને ન તો દુનિયાનો! બલકે

એથી ય વધુ નુકસાન આ છે કે ગાંઠ કરીને બચાવેલી રકમને પણ મૂકી આવીએ છીએ અને નેકીઓને પણ ત્યાં ઠાલવી નાખીએ છીએ, કારણ કે અલ્લામહ ઈબ્ને હુમામ 'ફત્હુલ કદીર'માં લખે છે કે મસ્જિદમાં દુનિયાની વાતો નેકીઓને એવી રીતે સફાચટ કરી નાખે છે જેવી રીતે પશુઓ ઘાસને ખાઈ જાય છે. અલ્લાહુમ્મ અઈઝ્ના મિન્હૂ, અન્નહૂ લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિ-ક.

**મસ્જિદ દુનિયાનું સૌથી પહેલું અને સૌથી છેલ્લું ઘર છે :**

મસ્જિદનું સૌથી પહેલું ઘર હોવું તો કુર્આને મજીદથી સાબિત છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"ઇન્ન અવ્વ-લ બયતિંવ્ વુદિ-અ લિન્નાસિ લલ્લઝી બિબક્કત મુબારકંવ્ વ હુદન."

અર્થ : "બેશક, સૌથી પહેલું ઘર જે લોકો (ની ઈબાદત) માટે કાયમ થયું છે. તે ઘર છે જે મક્કહ મુઅઝ્ઝમહમાં છે, જગતવાસીઓ માટે બરકત અને હિદાયતવાળું." [બયતુલ્લાહ શરીફ મુરાદ છે.]

કેટલાક તફસીરકારોએ નોંધ્યું છે કે જમીનની પેદાઈશની શરૂઆત પણ આ જ સ્થળેથી થઈ છે.

ઉપરોક્ત આયતથી સ્પષ્ટ થયું કે દુનિયાનું સૌથી

પહેલું ઘર કા'બા શરીફ છે, જે મસ્જિદ; બલકે તમામ મસ્જિદોની અસલ અને જડ છે. મસાજિદનું સૌથી છેલ્લે સુધી બાકી રહેવું એક હદીસ શરીફથી સ્પષ્ટ થાય છે.

'મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ'માં 'અવસતે તબરાની'થી રિવાયત છે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ નકલ કર્યું છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે :

"તઝ્હબુલ અર્દૂન કુલ્લુહા યવ્મલ કિયામતિ ઈલ્લલ મસાજિદ, ફઈન્નહા યન્ઝમ્મુ બઅ્દુહા ઇલા બઅ્દિન."

અર્થ : "કિયામતના દિવસે સઘળી જમીનો ખતમ થઇ જશે. માત્ર મસાજિદ બાકી રહેશે. સઘળી મસ્જિદો આપસમાં મળી જશે અને એક સ્થળે જમા થઈ જશે—સમ્મિલિત થઈ જશે."

જાહેર છે કે બધી જ મસ્જિદો મળીને કા'બા શરીફ અને મસ્જિદે હરામની સાથે જમા થઈ જશે, કારણ કે આ જ સઘળી મસ્જિદોની જડ અને અસલ છે. કેટલીક હદીસોમાં છે કે પછી બધી મસ્જિદો મળીને જન્નતમાં જતી રહેશે.

મઝ્કૂર કથનોથી પુરવાર થયું કે જમીન અને

તમામ જમીનના ઘરોમાં સૌથી પહેલું ઘર મસ્જિદ છે અને આ પણ સાબિત થયું કે જ્યારે કિયામતના દિવસે જમીન ટુકડે ટુકડે થઈને ઊડવા માંડશે અને તમામ ઘરો ધરાશાયી થઇ જશે અને પર્વતો પણ પીંજેલા રૂની માફક ઊડતાં ફરશે તે સમયે પણ મસ્જિદો બાકી રહેશે અને જન્નતમાં ચાલી જશે. વલ્લાહુ તઆલા અઅ્‌લમુ બિમા હુ–વ કાઇન (ભવિષ્યમાં બનનારી ઘટનાઓને અલ્લાહ તઆલા જ વધુ જાણે છે).

**મસ્જિદના પડોશની ફઝીલત :**

હદીસમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જે ઘર મસ્જિદની પાસે હોય છે તે ઘરની ફઝીલત મસ્જિદથી દૂર આવેલા ઘર પર એટલી છે જેટલી કે એક મુજાહિદ ગાઝીની ફઝીલત મુજાહિદ પર હોય છે. [આ હદીસ મુસ્લિમે (રહ.) અબૂ હુરયરહ (રદિ.)થી અને તેમણે જુબૈર ઇબ્ને મત્અમ (રદિ.)થી રિવાયત કરી છે.] (તબરાની)

પરંતુ આ ફઝીલતનો મકસદ એવો કદાપિ નથી કે જે લોકોનાં ઘર મસ્જિદથી દૂર આવેલાં છે તે એમને છોડી દે, કારણ કે આ મસ્અલો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે પણ રજૂ થઇ ચૂક્યો છે. આપે મસ્જિદથી દૂર વસતા લોકોને પણ પોતાના

મકાનોમાં જ રહેવાનો હુકમ ફરમાવ્યો છે. એમને છોડીને મસ્જિદના નજીક ઘર બનાવવાની જરૂર નથી, કારણ કે મસ્જિદ તરફ જેટલા દૂરથી ચાલીને આવશો તેટલો જ વધુ સવાબ પામશો. એકવાર મસ્જિદે નબવીની પાસે જમીનનો એક ટુકડો ખાલી થયો તો બનૂ સલમા નામી કબીલાએ એ ટુકડાને ખરીદીને ત્યાં પોતાના મકાનો બનાવવાનો ઇરાદો કર્યો, કારણ કે એમનાં મકાનો મસ્જિદથી દૂર હતાં. જ્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ વાતની જાણ થઈ તો આપે એમને પૂછયું કે શું તમે પોતાના મકાનો છોડીને મસ્જિદ પાસે રહેવા આવવા ચાહો છો ? એમણે હકારમાં જવાબ આપ્યો. આપે ફરમાવ્યું : હે બનૂ સલમહ ! તમે પોતાના જ ઘરોમાં રહો. (જ્યારે તમે મસ્જિદની તરફ આવશો) તો તમારાં કદમ નેકીઓમાં લેખાશે. જેટલાં વધુ કદમ પડશે તેટલી જ વધુ નેકીઓ મળશે.

સારાંશ કે જેનું ઘર મસ્જિદના નજીક હોય તેણે અલ્લાહ તઆલાએ દીધેલી આ ફઝીલત પર શુક્ર અદા કરવો જોઈએ અને જેનું ઘર મસ્જિદથી દૂર હોય તેણે પોતાનું ઘર છોડવું ન જોઇએ; બલકે બીજી રીતે અર્થાત્ વધુ ચાલીને સવાબ પ્રાપ્ત કરવો જોઇએ. વલ્લાહુ સુબ્હાનહૂ વ તઆલા અઅ્લમ.



## ❀ મસ્જિદ બનાવવાનો સવાબ ❀

હદીસમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જે માણસ અલ્લાહ તઆલા માટે કોઇ મસ્જિદ બનાવે છે તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં ઘર બનાવે છે. (બુખારી–મુસ્લિમ) ઉપરાંત મસ્જિદ એક સદકએ જારિયહ છે. જ્યાં સુધી લોકો એમાં નમાઝ પઢતા રહેશે ત્યાં સુધી એને સવાબ પહોંચતો રહેશે. અહાદીસમાં મસ્જિદ બનાવવાની ઘણી મોટી મોટી ફઝીલતો આવેલી છે; પરંતુ આ જરૂરી નથી કે જરૂરત ન હોવા છતાં મસ્જિદો બનાવવામાં આવે.

આજકાલ કેટલાક લોકો જ્યારે સદકો કરવા ચાહે છે તો એને મસ્જિદમાં જ લગાવવાનું વધુ પસંદ કરે છે. ભલે, મસ્જિદમાં એની જરૂરત ન હોય અને ભલે, સદકાતના બીજા મસારિફ (ખર્ચના પ્રયોજનો) માલના મોહતાજ હોય અને ગરીબો પરેશાન હોય, બલકે ઈન્સાને તો હંમેશા જરૂરતની તકો નજર સમક્ષ રાખવી જોઈએ. ખયરાત અને સદકાતના જે ખાતામાં વધુ જરૂરત જણાય તેમાં ખર્ચ કરવો જોઈએ. જો શહેરમાં ગરીબ અને નિર્ધન લોકો વધુ મોહતાજ હોય તો એમનામાં સદકાતની રકમ વહેંચવી બેહતર છે અને જો મહોલ્લામાં

મસ્જિદ નથી તો ત્યાં મસ્જિદ બનાવવી બેહતર છે. જો કોઈ શહેરમાં ઈસ્લામી મદારિસમાં માલની વધુ જરૂરત હોય તો એમાં માલ ખર્ચ કરવો શ્રેષ્ઠ છે. સારાંશ કે મસારિફ–ખર્ચમાં સૌ પ્રથમ નજર સામે રાખવાની ચીજ જરૂરત અને હાજત છે. જ્યાં જેટલી અને જેવી જરૂરત હોય તે મુજબ ખર્ચ કરવો જોઈએ. ત્યાર બાદ બીજી દરજાત છે.



## : ઘરોમાં મસાજિદ બનાવવી :

પોતાના ઘરમાં નમાઝ માટે કોઈ જગ્યા નક્કી કરી લેવી અને તેને પાકસાફ રાખવી તથા એમાં ખૂશ્બૂ લગાડવી સુન્નત છે. હદીસ શરીફમાં આવી જગ્યા માટે મસ્જિદનો જ શબ્દ ઉપયોગાયો છે.

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે એમણે ફરમાવ્યું કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મકાનોમાં મસાજિદ બનાવવાનો હુકમ ફરમાવ્યો છે અને એ મસાજિદને પાકસાફ રાખવાનો તથા એમાં ખૂશ્બૂ લગાવવાનો પણ આપે હુકમ ફરમાવ્યો છે.

(અબૂ દાવૂદ, તિરમિઝી)

ભલે, આ જગ્યાઓમાં નમાઝ પઢવાની આમ અને જાહેર ઇજાઝત ન હોવાને કારણે એ બિલકુલ મસ્જિદના હુકમમાં નથી, તેમ છતાં હદીસમાં એમનો પણ મસ્જિદ તરીકે જ ઉલ્લેખ થયો છે. ઉપરાંત, અવરતો જો એ'તિકાફ કરવા ચાહે તો ઘરની આ જ મસ્જિદોમાં કરી શકે છે.

'ખુલાસતુલ ફતાવા'માં છે, દરેક મુસલમાને પોતાના ઘરમાં એક મસ્જિદ બનાવી લેવી મુસ્તહબ છે, જેમાં સુન્નતો અને નવાફિલ પઢી શકાય; પરંતુ એના માટે (બિલકુલ) મસ્જિદનો હુકમ નથી. જેમ કે, અવરતો હૈઝની હાલતમાં એમાં દાખલ થઈ શકે છે, જ્યારે કે મસાજિદમાં દાખલ થવું જાઇઝ નથી. (ખુલાસહ : ૧/૨૨૭)



## : મસ્જિદમાં નકશીકામ કરાવવું :

**મસ્અલો :** મસ્જિદની દીવારો અને ફર્શમાં રંગબેરંગી નકશીકામ કરાવવું જેનાથી નમાઝમાં વિક્ષેપ અને ભંગ પડતો હોય, મકરૂહ છે. ખાસ કરીને મેહરાબ અને કિબ્લાની દીવારમાં આવું નકશીકામ કરાવવું વધુ મકરૂહ છે. (શામી, ખુલાસતુલ ફતાવા)

હદીસમાં હઝરત ઉમર ફારૂક (રદિ.) રિવાયત ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે કોઈ કૌમનું કામ બગડે છે તો તે પોતાની મસ્જિદોને (કોતરકામ, ચિત્રકામ અને વેલબુટ્ટી વડે) શણગારવા માંડે છે. (ઈબ્ને માજહ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જ્યારે તમે પોતાની મસ્જિદોને એવી શણગારવા માંડો (જેનાથી નમાઝમાં ખલેલ પડે) અને પોતાના કુર્આનોને એવા સુશોભિત કરો (જેનાથી પઢવામાં રસભંગ થાય–તલ્લીનતામાં ખલેલ પડે) તો સમજી લો કે એ તમારી બરબાદીનો સમય છે. (મુન્તખબુલ કન્ઝ)

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) મસાજિદના શોભા–શણગારને હદ ઓળંગનાર યહૂદીઓ અને નસરાનીઓનો તરીકો ફરમાવે છે અને નારાજગીભર્યા સ્વરે આ ભવિષ્યવાણી ફરમાવે છે : "તમે મસાજિદને શણગારશો, જેમ કે યહૂદીઓ અને નસરાનીઓએ શણગારી હતી."
(અબૂ દાવૂદ)

પરંતુ આ યાદ રાખવું ઘટે કે સફાઈ અલગ ચીજ છે અને શોભાશણગાર તથા વેલબુટ્ટા અલગ ચીજ છે (બંનેમાં આકાશ–પાતાળનો ફરક છે), મસાજિદની ચીજ–

વસ્તુઓની સફાઈ સુન્નત અને જરૂરી છે, જેનું વર્ણન ટૂંક સમયમાં કરાશે, ઈન્શાઅલ્લાહ. બેહદ ઝીનત, શોભા-શણગાર અને વેલબુટ્ટા મકરૂહ અને વખોડવાપાત્ર છે. અલબત્ત, લાકડી યા છો-સીમેન્ટ અને ચૂના વગેરેનું નકશીકામ કરાવવામાં વાંધો તો નથી; પરંતુ એનો ત્યાગ પણ બેહતર છે. 'ખુલાસતુલ ફતાવા'માં છે કે જાઈઝ નકશીકામમાં રૂપિયા ખર્ચ કરવાથી બેહતર તો આ છે કે એ રકમ ફકીરો, મોહતાજો અને ગરીબો પર ખર્ચ કરવામાં આવે.

**મસ્અલા :** ચૂના અને છો-સીમેન્ટ વગેરેનું નકશીકામ કરાવવું પણ ત્યારે દુરુસ્ત છે જ્યારે કે નકશીકામ કરાવનાર એને પોતાના માલ-પૈસાથી કરાવી રહ્યો હોય. જો વકફ યા ચંદાથી મસ્જિદ બનાવવામાં આવે છે તો જ્યાં સુધી વકફ કરનાર યા ચંદો આપનાર એની ઈજાઝત ન આપે ત્યાં સુધી કદાપિ જાઈઝ નથી. જો મસ્જિદના મુતવલ્લીએ-વ્યવસ્થાપકે ઈજાઝત વિના ચંદા અને વકફની રકમ જાઈઝ નકશીકામમાં પણ ખર્ચ કરી તો તે એ રકમનો જવાબદાર રહેશે. — બહાર



## : મસાજિદના દરજ્જાત :

મસાજિદમાં સૌથી મોટો દરજ્જો મસ્જિદે હરામનો

છે, કારણ કે આ જ મસ્જિદ તમામ મસ્જિદોની કિબ્લા અને અસ્લ છે, મૂળ છે. જે માણસ એમાં એક નમાઝ પઢે છે તો એક લાખ નમાઝોનો સવાબ પામે છે. મસ્જિદે હરામ પછી મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મસ્જિદે અક્સાનો દરજ્જો છે, કારણ કે એમાં એક નમાઝ પઢનારને પચાસ હજાર નમાઝો પઢવાનો સવાબ મળે છે. એમના પછી શહેરની જામિઅ મસ્જિદનો દરજ્જો છે કે એમાં એક નમાઝ પઢવા પર પાંચ સો નમાઝો પઢવાનો સવાબ મળે છે. ત્યાર બાદ મહોલ્લાની મસ્જિદનો દરજ્જો છે કે એમાં એક નમાઝ પઢવાનો સવાબ પચ્ચીસ નમાઝોના બરાબર આપવામાં આવે છે. બિલકુલ આ જ પ્રમાણેનું વિવરણ હદીસ શરીફમાં હઝરત અનસ (રદિ.)એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કર્યું છે.

(મિશ્કાત, ઈબ્ને માજહ)

પરંતુ મહોલ્લાવાળાઓએ જામિઅ મસ્જિદમાં નમાઝ પઢવા કરતાં પોતાના મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢવું અફઝલ અને બેહતર છે. સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો), સહાબા અને તાબિઈનનો અમલ આ વાત પર સાક્ષી છે કે તેઓ પાંચેવ ટાઈમની નમાઝો પોત પોતના મહોલ્લાની મસ્જિદમાં પઢતા હતા, પોતાના મહોલ્લાઓની મસ્જિદોને છોડી જામિઅ મસ્જિદમાં જતા ન હતા.

આથી સ્પષ્ટ થયું કે સામાન્ય લોકો માટે આ ફઝીલત માત્ર જુમ્અહની નમાઝની સાથે મખ્સૂસ છે. અલબત્ત, મહોલ્લાવાસીઓને પાંચ સમયની નમાઝોમાં પણ પાંચ સો નમાઝનો સવાબ મળશે. આ જ કારણે "અલ અશ્બાહ વન્નઝાઈર"માં છે કે મહોલ્લાની મસ્જિદ (મહોલ્લાના રહીશો માટે) જામિઅ્ મસ્જિદ (–ના સ્થાને) છે; પરંતુ જ્યારે જામિઅ્ મસ્જિદનો ઇમામ (સૌના માટે) આમ હોય તો પછી જામિઅ્ મસ્જિદ જ અફઝલ છે. (અશ્બાહ : ૧૯૫)

[**મસ્અલા :** દુકાનદારો–વેપારીઓ માટે રાતના સમયે મહોલ્લાની મસ્જિદ તે જ ગણાશે જે એમના મકાનના નજીક છે અને દિવસે જે મસ્જિદ એમની દુકાનના નજીક હશે તે જ એમના માટે મહોલ્લાની મસ્જિદ લેખાશે.] (અશ્બાહ : ૧૯૫)

ઉપરોક્ત મસ્અલાથી ફલિત થાય છે કે નોકરિયાત અને વ્યવસાયી લોકોને પણ આ જ હુકમ લાગુ પડશે. અર્થાત્ દિવસે જે મસ્જિદ નોકરીની જગ્યાથી નજીક હશે તે મહોલ્લાની મસ્જિદના હુકમમાં લેખાશે અને રાતે ઘર પાસેની મસ્જિદ. વલ્લાહુ તઆલા અઅ્લમુ બિસ્સવાબ (અલ્લાહ તઆલા જ બેહતર જાણનાર છે).



## ❋ મસ્જિદની સફાઇનું બયાન ❋

હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હુકમ ફરમાવ્યો કે મસ્જિદોને સાફ રાખો અને એમાં ખૂશ્બૂ લગાડતા રહો. (મિશ્કાત, તિરમિઝી, અબૂ દાવૂદ)

આજકાલ સામાન્યપણે જે રીતે દરેક કામમાં ઈફરાત અને તફરીત (અતિશયતા અને અતિ ન્યૂનતા)નું સામ્રાજ્ય જોવા મળે છે, એ જ રીતે મસાજિદની સફાઈમાં પણ આ જ આફતે પગપેસારો કર્યો છે. કેટલાંક ઠેકાણે તો સફાઇમાં હદથી વધીને (ચીવટ રાખવામાં આવી કે) એને ખૂબસૂરતી અને શોભાશણગાર સુધી પહોંચાડી દેવામાં આવી. મસ્જિદો જાતજાતના શૃંગાર, વેલબુટ્ટીઓ અને નકશીકામથી સુશોભિત અને આભૂષિત જોવા મળે છે, જે મકરૂહ છે, જેનું વર્ણન અગાઉ થઇ ચૂક્યું છે. કેટલાંક ઠેકાણે એટલી બધી બેદરકારી, બેપરવાઇ અને ગફલતથી કામ લેવાયું છે કે-અલ ઇયાઝુ બિલ્લાહ–મસ્જિદોમાં કોડીઓ જડેલી છે, જાળાં બાઝેલાં છે, ધૂળ–માટીનાં પડ અને થર જામેલાં છે, દીવારો અને જમીન તેલનાં કદરૂપા ડાઘ અને ડપકાંથી ખરાબ છે. બેશક, મજકૂર બાબતો મસાજિદની બેહુરમતી દર્શાવે છે, જે કોઈ પણ રીતે જાઈઝ નથી. હદીસ શરીફમાં

છે કે (જે ચીજોથી માનવજાતને તકલીફ પહોંચે છે) એ તમામ ચીજોથી ફરિશ્તાઓને પણ તકલીફ પહોંચે છે. જ્યારે એક ઈન્સાન પોતાના મકાનને આ પ્રમાણેના પૂંજા-કચરા અને કબાડાથી ગંદુ જોવા ચાહતો નથી તો અલ્લાહ તઆલાના અત્યંત કોમળ ફરિશ્તા એને કેવી રીતે પસંદ અને સહન કરી શકવાના હતા ? આ જ કારણ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદની સફાઈની પોતે જ તકેદારી રાખતા હતા. હઝરત ઝૈદ ઈબ્ને અસ્લમ (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક જમાનામાં મસાજિદમાં છંટકાવ કરાતો હતો અને ઝાડૂ પણ દેવાતી હતી, કચરોપૂંજો સાફ કરાતો હતો.

(મુસન્નફે ઇબ્ને અબી શયબહ હસ્તપ્રત ૧/૨૯૬)

હઝરત યાકૂબ ઈબ્ને ઝૈદ (રદિ.)થી રિવાયત છે કે :

"અન્નન્નબિય્ય સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કા-ન યત્તબિઉ ગુબારલ મસ્જિદિ બિહદીદતિન."

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ)

અર્થ : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદના ધૂળ-માટીને ખજૂરની ડાળકી વડે સાફ ફરમાવતા હતા.

હઝરત મુત્તલિબ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને ખતબ (રદિ.)થી રિવાયત છે કે હઝરત ઉમર ફારૂક (રદિ.) એકવાર ઘોડા પર સવાર થઇને મસ્જિદે કુબામાં તશરીફ લઇ ગયા. આપે એમાં નમાઝ પઢી. પછી ફરમાવ્યું : હે યરકા ![1] મને ખજૂરની એક ડાળકી લાવી દો. એણે ડાળકી લાવીને આપી દીધી. આપે એક કપડાથી પોતાની કમર બાંધી અને આખી મસ્જિદમાં સાવરણી મારી.

(મુસન્નફે....શયબહ હસ્તપ્રત ૧/૨૬૭)

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : મારી ઉમ્મતના આ'માલના તમામ પ્રકારનાં સવાબ મારી સામે રજૂ કરવામાં આવ્યા, અહિંયા સુધી કે એક તણખલું કે જેને કોઈએ મસ્જિદમાંથી ઉઠાવીને બહાર ફેંકી દીધું હોય તેનો સવાબ પણ રજૂ કરવામાં આવ્યો અને મારી સામે ઉમ્મતનાં ગુનાહ પણ રજૂ કરાયાં. બસ, મેં આથી મોટો કોઇ ગુનોહ જોયો નથી કે એક માણસ કુર્આને મજીદની કોઈ સૂરત યા આયત યાદ કરીને પછી તેને ભૂલી જાય.

(મિશ્કાત, અબૂ દાવૂદ, તિરમિઝી)

હદીસમાં છે કે એક અવરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક યુગમાં મસ્જિદમાં ઝાડૂ

[1] કોઈ માણસનું નામ છે.

માર્યા કરતી હતી. જ્યારે એનો ઇન્તિકાલ થયો તો રાતનો સમય હતો. સહાબએ કિરામ (રદિ.)એ એવું સમજીને કે જો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જાણ કરાશે તો આપ તશરીફ લાવશે અને અંધારામાં આપને તકલીફ પહોંચશે, એને પોતે જ નમાઝ પઢીને દફનાવી દીધી અને આપને આ વાતની જાણ કરી નહિ. જ્યારે સવારમાં આપને જાણ થઈ તો ફરમાવ્યું :

"ઈઝા મા-ત લકુમ મચ્યિતુન્ ફઅઝ્નૂની ઇન્ની રઅય્તહા ફિલ્જન્નતિ લિમા કાનત તલકતુ મિનલ કદાઇ ફિલ્મસ્જિદ." (મુન્તખબુલ કન્ઝ-તબરાની)

અર્થ : જ્યારે તમારામાંથી કોઇની વફાત થઈ જાય તો એની જાણ મને અવશ્ય કરતા રહો. મેં પેલી અવરતને જન્નતમાં જોઈ છે, કારણ કે તે મસ્જિદમાં કચરોપૂંજો સાફ કરતી હતી.

**મસ્અલા :** મસ્જિદમાં થૂંકવું નાજાઇઝ છે. હદીસમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; અલ બુઝાકુ ફિલ્મસ્જિદિ ખતીઅતુન : મસ્જિદમાં થૂંકવું ભૂલભરેલું છે.

હદીસમાં હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે

ફરમાવ્યું : જે માણસ મસ્જિદમાં કિબ્લાની દિશામાં થૂંકે છે અને તેને દફન (યા સાફ) કરતો નથી તો કિયામતના દિવસે તે થૂંક સખત ગરમ થઈને આવશે અને તેના માથા પર આવીને પડશે. (મુન્તખબુલ કન્ઝ)

**મસ્અલા :** મસ્જિદમાં લસણ, પ્યાજ અને મૂળા લાવવું યા એને ખાઈને મસ્જિદમાં દાખલ થવું નાજાઈઝ છે. (દુર્રે મુખ્તાર, તરીકએ મુહમ્મદિય્યહ)

હઝરત જાબિર (રદિ.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે આપે ફરમાવ્યું : જે માણસ આ બદબૂદાર, દુર્ગંધ મારતું વૃક્ષ (પ્યાજ) ખાય તે અમારી મસ્જિદની પાસે ન આવે, કારણ કે ફરિશ્તાઓને પણ તે તમામ ચીજોથી તકલીફ પહોંચે છે, જેમનાથી ઈન્સાનોને તકલીફ પહોંચે છે. (બુખારી-મુસ્લિમ)

મતલબ કે જ્યાં સુધી એની બદબૂ–ખરાબ વાસ મોઢામાંથી દૂર ન થાય ત્યાં સુધી મસ્જિદમાં દાખલ ન થાય. દરેક બદબૂદાર ચીજનો આ જ હુકમ છે. જેમ કે હુક્કો, સિગારેટ, લસણ વગેરે. ફિકહની આધારભૂત કિતાબોમાં આવું જ લખ્યું છે. 'તરીકએ મુહમ્મદિય્યહ'-માં મૂળાનો પણ આ જ હુકમમાં સમાવેશ કરાયો છે.

**ચેતવણી :** હુક્કો અને સિગારેટ પીવાવાળા

મોટાભાગે આમાં ગફલત વર્તે છે. એમણે હંમેશા આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ.

ઉપરોક્ત હદીસમાં ભલે માત્ર ખાવાની જ ચીજોનું સ્પષ્ટ વર્ણન છે; પરંતુ અંતે એની દલીલ પણ બયાન ફરમાવી છે કે ફરિશ્તાઓને પણ તે સઘળી ચીજોથી તકલીફ પહોંચે છે, જે ચીજોથી માનવજાતને તકલીફ પહોંચે છે, આ કારણે સ્પષ્ટ થયું કે આ હુકમ માત્ર ખાવાની ચીજો પૂરતો જ મર્યાદિત નથી, બલકે વપરાશની બધી ચીજોનો પણ આ જ હુકમ છે.

**મસ્અલા :** (૧) આ હદીસથી જાણવા મળ્યું કે જો કોઈ માણસનાં કપડાંમાં પરસેવા વગેરેની બદબૂ હોય તો એણે પણ ત્યાં સુધી મસ્જિદમાં જવું જોઈએ નહિ, જ્યાં સુધી કે એ બદબૂને દૂર ન કરી લે.

(૨) આ હદીસથી આ પણ સાબિત થયું કે માટીનું તેલ (કેરોસીન) મસ્જિદમાં સળગાવવું–વાપરવું જાઇઝ નથી.



## : મસ્જિદમાં ખૂશ્બૂની ધૂણી દેવી :

મસ્જિદમાં લોબાન, ઊદ વગેરેની ધૂણી દેવી,

અગરબત્તીઓ સળગાવવી સુન્નત છે. સહાબએ કિરામ (રદિ.)નો હંમેશા આ જ દસ્તૂર રહ્યો છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :

"પોતાની મસ્જિદોથી બાળકો અને પાગલોને અલગ રાખો, પોતાની મસ્જિદોને ખરીદ-વેચાણ અને શોરબકોર તથા ઘોંઘાટથી પાક રાખો, સજા દેવા અને તલવાર ખેંચવાથી પણ પાક રાખો અને મસ્જિદોના દરવાજે વુઝૂખાના ન બનાવો તથા એમને દર જુમ્અહના દિવસે ખૂશ્બૂની ધૂણી દેતા રહો." (ઇબ્ને માજહ)

આ લાંબી હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અનેક ઈરશાદો પૈકી એક આ પણ હુકમ ફરમાવ્યો છે કે જુમ્અહના દિવસે મસાજિદને ખૂશ્બૂની ધૂણી દેતા રહો. જેમ કે ઈબ્ને શયબહે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દર જુમ્અહના દિવસે મસ્જિદને ધૂણી દેતા હતા.

અફસોસ કે આજે આ સુન્નત સદંતર છૂટી જવા પામી છે. લોકો મસાજિદમાં જાતજાતનાં મકરૂહ તકલ્લુફાત, આડંબર અને દેખાડા કરે છે; પરંતુ આ સુન્નતની તરફ ધ્યાન દેતા નથી. આજે આ સુન્નત બિલકુલ મરી ચૂકી છે. જે માણસ આ મૃત સુન્નતને જીવંત કરશે તો

લોકો જ્યાં સુધી એના પર અમલ કરતા રહેશે ત્યાં સુધી એને સવાબ મળતો રહેશે. કારણ કે હદીસ શરીફમાં છે :

"અન અબી હુરયરતિન કા-લ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ મન તમસ્સ-ક બિસુન્નતી ઇન્દ ફસાદિ ઉમ્મતી ફ-લહૂ અજ્રુ મિઅતિ શહીદિન."
(મિશ્કાત)

[અર્થ : હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જે માણસ મારી ઉમ્મતના બગાડના વખતે મારી સુન્નત પર અમલ કરતો રહેશે તો એને સો (૧૦૦) શહીદોનો સવાબ મળશે.]



## મસ્જિદની તરફ જવાના આદાબ અને એનો સવાબ

દુનિયાના તમામ શાહી દરબારો અને અદાલતોના ખાસ ખાસ આદાબ અને નીતિનિયમો નિયુક્ત હોય છે, જેમને દરેક માણસ જાણે છે. મસ્જિદ તમામ બાદ-શાહોના સર્જનહાર અને પાલનહારનો ભવ્ય અને

અઝીમુશ્શાન દરબાર છે, એ કારણે એના અમુક આદાબ છે, જે એ દરબારના નાઝિમ અર્થાત્ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપણને શીખવ્યા છે. દરેક મુસલમાને એ આદાબને જાણવા અને એમને અમલમાં મૂકવા જરૂરી છે. તે આદાબ નીચે પ્રમાણે છે :

જ્યારે કોઈ મસ્જિદમાં જવા ચાહે તો એણે સૌ પ્રથમ સારી રીતે તહારત હાસિલ કરવી જોઇએ અને વુઝૂ કરવું જોઇએ અને પછી મસ્જિદ તરફ જવું જોઈએ. કારણ કે હદીસમાં છે :

"જે માણસ પોતાના ઘરેથી પાકસાફ થઈને ફર્ઝ નમાઝ માટે નીકળે છે તો એને એક હજ અદા કરનાર જેટલો સવાબ મળે છે, જે એહરામ બાંધીને (હજ પઢવા) જાય છે." (મિશ્કાત, અબૂ દાવૂદ)

જે માણસ ચાશ્તની નમાઝ માટે પાકસાફ થઇને મસ્જિદે જાય છે તો એને એક ઉમરહ કરનાર જેટલો સવાબ મળે છે. આ શરતે કે એનો મસ્જિદે જવાનો હેતુ ચાશ્તની નમાઝ પઢવા સિવાય બીજો કોઈ ન હોવો જોઇએ, કારણ કે એક અન્ય હદીસમાં છે કે :

"જે માણસ મસ્જિદમાં જે કામ અર્થે આવે છે તે જ એના ભાગે આવે છે." (અબૂ દાવૂદ)

મતલબ કે જે માણસ નમાઝ યા અલ્લાહ તઆલાના ઝિક્ર માટે મસ્જિદમાં હાજર થાય છે તો એને તે જ મળે છે અને જો કોઈ દુન્યવી મકસદ યા વાતો કરવા માટે આવે છે તો નેકીઓમાં એનો હિસ્સો નથી; બલકે એના ભાગે માત્ર તે જ ચીજ આવે છે જેના માટે એ મસ્જિદમાં આવ્યો છે.

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : જે માણસ પોતાના ઘરેથી મસ્જિદ તરફ જાય છે તો એનું આ'માલનામું (કર્મપત્ર) લખનાર ફરિશ્તા એના પ્રત્યેક કદમ પર દસ નેકીઓ લખે છે. (મુન્તખબુલ કન્ઝ)

હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદિ.) ફરમાવે છે કે હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે નમાઝ માટે મસ્જિદે જતો તો આપ ધીમે ધીમે કદમ મૂકતા હતા. (મુન્તખબુલ કન્ઝ, તબરાની) હઝરત અબૂ ઉમામહ (રદિ.)એ એકવાર લોકોને ઉદ્દેશીને ફરમાવ્યું : તમે જાણો છો કે હું (મસ્જિદે જતી વખતે) નાનાં નાનાં કદમ કેમ મૂકું છું ? કારણ કે બંદો જ્યાં સુધી નમાઝની તલબ અને તૈયારીમાં રહે છે ત્યાં સુધી નમાઝના જ હુકમમાં એની ગણના થાય છે. (મુન્તખબુલ કન્ઝ, મુસ્તદરકે હાકિમ, મુઅજમે કબીર, તબરાની)

હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : નમાઝમાં સૌથી વધુ સવાબ તે માણસને મળે છે જે વધુ દૂરથી ચાલીને આવે છે. (મિશ્કાત)

હઝરત જાબિર (રદિ.)ની હદીસ અગાઉ આવી ચૂકી છે કે જેમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બનૂ સલ્મહને ફરમાવ્યું છે : હે બનૂ સલ્મહ ! તમે પોતાના પ્રથમ ઘરમાં જ રહો, તમારા કદમ નેકીઓમાં ગણાશે. (મુસ્લિમ)

પરંતુ એનો મતલબ એવો પણ નથી કે મસ્જિદની પાસે રહેવાની કશી ફઝીલત નથી, જેમ કે મસ્જિદના પાડોશીની ફઝીલતનું વર્ણન કરતાં આ પૂર્વે લખાઇ ચૂક્યું છે, બલ્કે સવાબ પ્રાપ્ત કરવાના વિવિધ દરજાત અને વિવિધ રીતો છે. નજીક રહેવાવાળા નજીકથી ફાયદો ઉઠાવે અને દૂર રહેવાવાળા વધુ કદમ દ્વારા પોતાની નેકીઓમાં વધારો કરે. અરહમુર્રાહિમીનની રહમતના દ્વાર દરેક માટે, કાયમ માટે ઉઘાડા છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે : માણસનું જમાઅતની સાથે નમાઝ પઢવું ઘર યા દુકાનમાં એકલા નમાઝ પઢવા કરતાં પચ્ચીસ ગણો વધુ સવાબ

ધરાવે છે. આ વધારો એ કારણે છે કે જ્યારે માણસ વુઝૂ કરે છે અને વુઝૂને સારી રીતે તમામ મસ્નૂનાત અને મુસ્તહબ્બાતની સાથે કરે છે, પછી મસ્જિદની જ તરફ જાય છે અને માત્ર નમાઝના જ હેતુસર જાય છે (કોઇ દુન્યવી કામ માટે જતો નથી) તો જ્યારે એ કદમ ઉઠાવે છે તો પ્રત્યેક કદમના બદલામાં એનો એક દરજ્જો બલંદ કરવામાં આવે છે અને એક ગુનાહ માફ કરવામાં આવે છે. બસ, જ્યારે એ નમાઝ પઢે છે તો જ્યાં સુધી એ પોતાની જગ્યાએ બેઠી રહે છે ત્યાં સુધી ફરિશ્તા એના માટે દુઆ કરતા રહે છે કે હે અલ્લાહ ! એના પર રહમ કર, હે અલ્લાહ ! એના પર રહમ કર. એક અન્ય રિવાયતમાં છે કે ફરિશ્તા પોતાની દુઆમાં આ પણ કહે છે કે હે અલ્લાહ ! એને માફ કરી દે, હે અલ્લાહ ! એની તવબા કબૂલ કરી લે, જ્યાં સુધી એ કોઈને તકલીફ કે કષ્ટ ન પહોંચાડે અને વુઝૂ ન તોડે (ત્યાં સુધી આ પ્રમાણેની દુઆ જારી રહે છે. (મિશ્કાત, બુખારી, મુસ્લિમ)



## ઘરેથી મસ્જિદે જવા નીકળે તો આ દુઆ પઢે

اَللّٰھُمَّ اِنِّیْٓ اَسْئَلُكَ بِحَقِّ السَّآئِلِیْنَ
عَلَیْكَ وَبِحَقِّ مَمْشَایَ ھٰذَا فَاِنِّیْ لَمْ
اَخْرُجْ اَشِرًا وَّلَا بَطَرًا وَّلَا رِیَآءً وَّلَا
سُمْعَةً خَرَجْتُ اِتِّقَآءَ سَخَطِكَ وَابْتِغَآءَ
مَرْضَاتِكَ اَسْئَلُكَ اَنْ تُنْقِذَنِیْ مِنَ النَّارِ
وَاَنْ تَغْفِرَلِیْ ذُنُوْبِیْ اِنَّهٗ لَا یَغْفِرُ
الذُّنُوْبَ اِلَّآ اَنْتَ ۔

(رواہ ابن السنی فی عمل الیوم واللیلۃ مرفوعًا)

જારી → [**મસ્અલા :** મસ્જિદે જતી વખતે વિનય, આદર, શાંતિ અને સુકૂનની સાથે ચાલવું જોઈએ, દોડવું જોઈએ નહિ. હદીસ શરીફમાં છે કે જ્યારે મસ્જિદના દરવાજે પહોંચે તો આ દુઆ પઢે :]

اَللّٰھُمَّ افْتَحْ لِیْ اَبْوَابَ رَحْمَتِكَ

અર્થ : "હે અલ્લાહ તઆલા ! મારા માટે પોતાની રહમતનાં દ્વાર ખોલી દે અને મને માફ ફરમાવી દે."

ત્યાર બાદ અત્યંત અદબપૂર્વક મસ્જિદમાં દાખલ થવું.

હિકાયત :

અમુક પૂર્વજ બુઝુર્ગોથી નકલ કરાયું છે કે જ્યારે તેઓ મસ્જિદના દરવાજે પહોંચતા તો ખૌફ અને ડરના કારણે એમનો રંગ પીળો પડી જતો. લોકોએ કારણ પૂછયું તો ફરમાવ્યું કે લોકો જ્યારે દુનિયાના કોઈ બાદશાહ કે હાકિમના દરબારે જાય છે તો એમના પર એનો રોબ છવાઇ જાય છે અને તેઓ ડરે છે કે રખેને કોઇ વાત અદાલતના આદાબ અને હાકિમની શાનની વિરુદ્ધ થઈ જવા ન પામે ! તો શું હું અહકમુલ્ હાકિમીન યા સર્વસત્તાધીશના દરબારની એટલી પણ કદર ન કરું, જેટલી એક અદના અને સામાન્ય હાકિમની કરવામાં આવે છે ? આ ભયથી મારો રંગ પીળો અને ફિક્કો પડી જાય છે કે ક્યાંક આ ઉચ્ચ દરબારના શાનની વિરુદ્ધ કોઈ વાત સાદર થઈ જાય.

જ્યારે મસ્જિદમાં દાખલ થાય તો બેસવા પહેલાં બે રકા'ત નમાઝ પઢી લેવી મુસ્તહબ છે, જે તહિય્યતુલ

મસ્જિદ કહેવાય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એની તાલીમ ફરમાવી છે.

(મિશ્કાત–મુસ્લિમ, બુખારી)

[**મસ્અલા :** પરંતુ આ તહિય્યતુલ મસ્જિદ માત્ર ઝોહર, અસર અને ઈશામાં મુસ્તહબ છે. ફજરની નમાઝથી પહેલાં ફજરની સુન્નતો સિવાય બીજી કોઈ નમાઝ પઢવી જોઇએ નહિ અને મગરિબની નમાઝથી પહેલાં પણ કોઈ નફલ નમાઝ પઢવી મુસ્તહબ નથી.]

**મસ્અલા :** જે માણસને ઘણીવાર મસ્જિદમાં આવવા–જવાનું થતું રહેતું હોય તો એણે દરરોજ માત્ર એકવાર બે રકા'તો પઢી લેવી તહિય્યતુલ મસ્જિદ માટે કાફી છે. (અશ્બાહ : ૫૫૯)



## જે કામો મસ્જિદમાં નાજાઈઝ કે મકરૂહ છે

[**મસ્અલા :** (૧) જે માણસને ગુસલની હાજત હોય તેણે મસ્જિદમાં દાખલ થવું હરામ છે. એ જ પ્રમાણે હૈઝ અને નિફાસવાળી અવરતે પણ મસ્જિદમાં દાખલ થવું હરામ છે. (મુખ્તાર, અશ્બાહ, હિદાયહ) પરંતુ ઇદગાહ, મદ્રસો અને ખાનકાહ વગેરે આ સિલ–

સિલામાં મસ્જિદના હુકમમાં નથી. (દુર્રે મુખ્તાર : ૩૨)

(૨) મસ્જિદમાં નાપાકી લઇ જવી જાઇઝ નથી અને આ જ કારણે મસ્જિદમાં નાપાક તેલ સળગાવવું જાઇઝ નથી. ભલે, મસ્જિદની બહાર એને સળગાવવું જાઈઝ છે.

(૩) મસ્જિદમાં બાળકો અને પાગલોને દાખલ કરવા હરામ છે, જ્યારે કે એમની નજાસત–નાપાકીનો ગુમાન ગાલિબ (સુદૃઢ) હોય, નહિતર મકરૂહ છે. (અશબાહ)

હદીસ શરીફમાં છે : "પોતાની મસ્જિદોથી બાળકો અને પાગલોને દૂર રાખો."

(૪) મસ્જિદમાં મય્યિતને દાખલ કરવું નાજાઈઝ છે અને એમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે. અલબત્ત, જે ચબૂતરો મસ્જિદના સહન વગેરેમાં આ જ કામ માટે બનાવાયો હોય તો એમાં નમાઝે જનાઝહ મકરૂહ નથી અને ફિનાએ (સહન) મસ્જિદના હુકમમાં છે.

(અશબાહ, દુર્રે મુખ્તાર....)

(૫) જૂ મારીને મસ્જિદમાં નાખી દેવી મકરૂહ છે અને માંકડનો પણ આ જ હુકમ હોવો જોઈએ.

(૬) મસ્જિદમાં પેશાબ કરવો હરામ છે, ભલે કોઇ વાસણમાં લેવામાં આવે. એ જ પ્રમાણે મસ્જિદમાં ફસ્દ લેવું (ખૂન મોચવું) પણ હરામ છે, ચાહે ખૂન વાસણમાં કાઢવામાં આવે.

(૭) મસ્જિદના ભાગોમાંથી કોઈ ચીજ–ઇંટ, ચૂનો વગેરે લેવું પણ નાજાઇઝ છે, એ જ પ્રમાણે મસ્જિદના ફર્શ (જમીન)ની માટી લેવી પણ નાજાઈઝ છે. અલબત્ત, એક જગ્યાએ ઢગ પડેલો હોય (તો તેમાંથી લઈ લે) અથવા થોડીક બરકતરૂપે લઈ લે તો જાઈઝ છે. આ જ હુકમ કા'બા શરીફની માટીનો પણ છે. (અશ્બાહ વન્નઝાઈર) પરંતુ આ બધું તે વખતે છે જ્યારે કે મસ્જિદનું ફર્શ પાકી ઈંટો યા પથ્થરનું બનેલું ન હોય. જો ફર્શ પુખ્ત હોય તો પછી ત્યાંથી માટી ઉઠાવવી સફાઈમાં દાખલ અને બિલકુલ સવાબરૂપ લેખાશે. (હમવી કૃત અશ્બાહના હાશિયામાં આવું જ વિવરણ કરાયું છે.)

(૮) મસ્જિદમાં થૂંકવું પણ હરામ છે. આ વિષેનું વિસ્તૃત વર્ણન મસ્જિદની સફાઈને લગતા પ્રકરણમાં થઈ ગયું છે.

(૯) મસ્જિદમાં વુઝૂ કરવું અને કોગળો કરવો પણ નાજાઇઝ છે. ભલે વપરાયેલું પાણી કોઈ વાસણમાં ભેગું કરતો રહે. (બદાઇઅ્)

(૧૦) અલબત્ત, એ'તિકાફ કરનાર માટે જાઈઝ છે કે તે મસ્જિદમાં વુઝૂ કરે યા પગ ધોવે અને વપરાયેલું પાણી કોઇ વાસણમાં એકત્ર કરે, એ રીતે કે વપરાયેલું પાણી મસ્જિદમાં પડે નહિ, નહિંતર એના માટે પણ જાઈઝ નથી. (બદાઈઅ)

(૧૧) મસ્જિદમાં કૂવો ખોદવો નાજાઇઝ છે. અલબત્ત, જો પહેલેથી જ ખોદેલો હોય તો એને બાકી રાખી શકાય છે. (અશ્બાહ)

(૧૨) જો મસ્જિદના બે દરવાજા હોય તો એકમાંથી દાખલ થઇને બીજા દરવાજેથી પસાર થઈ જવું અને (આ પ્રમાણે) મસ્જિદને ગુઝરગાહ (પ્રવેશ માર્ગ) બનાવી લેવી નાજાઈઝ છે. અલબત્ત, કોઈ લાચારીસર કદી કદી અચાનક મસ્જિદમાંથી પસાર થયો તો વાંધાજનક નથી; પરંતુ એની આદત બનાવી લેવી નાજાઈઝ છે અને જે માણસ (કાયમ) આવું કરે તે ફાસિક છે.

(અશ્બાહ, કન્યતુલ ફતાવા)

(૧૩) મસ્જિદમાં વૃક્ષ રોપવું પણ નાજાઈઝ છે. હા, જળપ્રવાહ અને ભીનાશ (સજલતા)ને દૂર કરવા માટે ઝાડ રોપાય તો વાંધારૂપ નથી. (અશ્બાહ)

(૧૪) મસ્જિદમાં હસ્તકળા કરવી પણ નાજાઇઝ છે.

દ્દષ્ટાંતરૂપે કપડું સીવવું, ટોપી વગેરે ગૂંથવું, ઝવેરાત જડવા વગેરે........મતલબ કે મસ્જિદમાં દરેક પ્રકારની હસ્તકળાની મનાઈ છે. અહિંયા સુધી કે હદીસ, તફસીર અને ફિકહના મસાઈલ પણ મહેનતાણા પેટે લખવા નાજાઈઝ છે.

(૧૫) બાળકોને કુઆર્ન શરીફ વગેરે મહેનતાણું લઈને મસ્જિદમાં પઢાવવું સર્વાનુમતે નાજાઈઝ છે અને મહેનતાણું લીધા વિના માત્ર સવાબ પ્રાપ્ત કરવાના હેતુસર અમુક ફુકહાએ ઈજાઝત દીધી છે. (અશ્બાહ) પરંતુ અમુક ફુકહા આને પણ જાઈઝ માનતા નથી, કારણ કે હદીસ શરીફના હુકમ અનુસાર મસ્જિદમાં બાળકોને દાખલ કરવા જ નાજાઈઝ છે. (કર્તાશી કૃત 'અશ્બાહ'ના હાશિયામાં આવું વિવરણ છે.)

(૧૬) અલબત્ત, જો કોઈ માણસ મસ્જિદની હિફાઝત કરવાના આશયે મસ્જિદમાં બેસીને દસ્તકારી યા હસ્તઉદ્યોગ કરે છે અને મસ્જિદની હિફાઝતનો આ સિવાય બીજો કોઇ માર્ગ ન હોય તો પછી કશો વાંધો નથી. (અશ્બાહ)

(૧૭) કોઈ મુસીબતના કારણે મસ્જિદમાં બેસવું મકરૂહ છે.[1] (અશબાહ)

(૧૮) મસ્જિદમાં નિકાહ પઢવાની કરવી મુસ્તહબ છે.

(૧૯) મસ્જિદમાં સંભોગ કરવો અને પાખાનું

[1] મસ્જિદમાં ઈબાદતની તો ઇજાઝત છે જ અને મઅસિયતની બિલકુલ જ ઇજાઝત નથી. હા, મુબાહ (ઉચિત–હલાલ) કામ માટે ખાસ મસ્જિદમાં જવું મકરૂહ છે. જો પહેલેથી મસ્જિદમાં મવજૂદ હોય અને ખાસ આ મુબાહ–ઈચ્છનીય કામની નિય્યતે મસ્જિદે ગયો ન હોય, બલકે કોઇ ઈબાદત કરવા ગયો હોય અને ત્યાં એકાએક આવું મુબાહ કરવાની જરૂરત ઊભી થતાં તેમાં મશગૂલ થવું પડે તો જાઇઝ છે. આ મસ્અલાની અમલી શકલ–સૂરત આ છે કે કોઈ માણસ ખાસ આ જ હેતુસર મસ્જિદમાં જઇને બેસે કે તા'ઝિયત પાઠવનારાઓ મને મય્યિતની તા'ઝિયત પાઠવશે તો આ પ્રકારનું જઇને બેસવું જાઈઝ નથી.

અમુક રિવાયતોમાં હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આવા અવસરે મસ્જિદમાં જઇને બેસવાનું જે નકલ કરાયું છે તેનો ઉત્તર આ છે કે દીનની તબ્લીગ અને તા'લીમ તથા કઝિય્યાઓની પતાવટ માટે મસ્જિદમાં તશરીફ લઈ જવાનો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પહેલેથી જ કાયમી મા'મૂલ હતો. તે દિવસોમાં પણ આપ આ જ મકસદેથી મસ્જિદમાં બેઠેલા હતા, કારણ કે સામાન્યપણે આ જ આપની બેઠક હતી. આ કારણે અહલે તા'ઝિયત ત્યાં જ હાજર થતા રહેતા હતા (આપ ખાસ તા'ઝિયત સ્વીકારવા કે તા'ઝિયત પાઠવવાના આશયે મસ્જિદે તશરીફ લઇ જતા નહોતા).

કરવું ચાહે કોઈ વાસણમાં હોય–હરામ છે અને મસ્જિદનું ધાબું પણ આ તમામ અહકામમાં મસ્જિદના જ હુકમમાં છે. કારણ કે જે જમીન પર મસ્જિદ છે એનો ઉપરનો ભાગ આસમાન સુધી મસ્જિદના જ હુકમમાં છે. અલબત્ત, મસ્જિદના બાંધકામના સમયે મસ્જિદનો ઉપરનો યા નીચેનો ભાગ ભોંયતળિયું યા દુકાન બનાવવા માટે અલગ (મખ્સૂસ) કરી લેવાયો હોય તો તે મસ્જિદના હુકમમાં લેખાશે નહિ. આ અપવાદ ત્યારે જાઈઝ લેખાશે જ્યારે કે એની આવક મસ્જિદ પર વકફ હોય (જેમ કે વિસ્તૃત વર્ણન આગળ આવી રહ્યું છે).

(૨૦) જે માણસે કોઈ બદબૂદાર ચીજ ખાધી હોય તો તેણે મસ્જિદમાં દાખલ થવું ત્યાં સુધી જાઇઝ નથી જ્યાં સુધી કે તે બદબૂ પોતાના મોઢેથી દૂર ન કરી લે.

હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જે માણસ લસણ અને ડુંગળી ખાય તે અમારી મસાજિદથી વેગળો અને અળગો રહે. કારણ કે જે ચીજોથી માનવજાતને તકલીફ થાય છે, ફરિશ્તાઓને પણ તે ચીજોથી તકલીફ થાય છે. જેમ કે મસ્જિદની સફાઇના બયાનમાં આગળ વર્ણન થઈ ગયું છે. તબરાનીની રિવાયતમાં મૂળાને પણ લસણ અને ડુંગળીની સાથે ગણાવાયો છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમના યુગમાં જે માણસના મોઢામાં પ્યાજ વગેરેની બદબૂ જણાતી તો તેને હાથ પકડીને મસ્જિદની બહાર કાઢી મૂકાતો હતો. (અશ્બાહનો હાશિયો)

અલ્લામહ ઇબ્ને કય્યિમ (રહ.)એ 'તિબ્બે નબવી'માં લખ્યું છે કે જે માણસ મૂળા ખાતી વખતે શરૂઆતમાં જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ પઢશે તો તે માણસના મોઢામાં બદબૂ ઉત્પન્ન થશે નહિં.
(અશ્બાહનો હાશિયો)

(૨૧) લસણ–પ્યાજ ખાનાર અને ગંદા મોઢાવાળા માણસને બીજા નમાઝીઓ પોતાની પાસે ઊભા રહેવાની મનાઇ કરી શકે છે.

(૨૨) હુક્કો-સિગારેટ પીનાર અને તંબાકુ ખાનાર માણસનો પણ તમામ ચીજોમાં આ જ હુકમ છે. જ્યાં સુધી તે તંબાકુની બદબૂને દૂર ન કરે ત્યાં સુધી તેના માટે મસ્જિદમાં દાખલ થવું જાઇઝ નથી. (અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

(૨૩) રક્તપિત્તના રોગી માણસને મસ્જિદનાં માટલાં અને ગ્લાસથી પાણી પીવાની મનાઈ કરી શકાય છે.
(અશ્બાહનો હાશિયો)

(૨૪) જે માણસના કપડાંમાંથી પરસેવાની બદબૂ યા બીજી કોઈ ચીજની બદબૂ આવતી હોય, જેમ કે ઘાંચી અને મોચી લોકોના કપડાંમાં હોય છે, એનો હુકમ પણ લસણ અને પ્યાજ ખાવાવાળા જેવો જ છે. જ્યાં સુધી એ બદબૂદાર કપડાંને બદન પરથી ઊતારી ન મૂકે ત્યાં સુધી એણે મસ્જિદમાં દાખલ થવું જાઈઝ નથી.

ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું છે કે જો તેલી અને મોચીનાં કપડાં સાફ ન હોય તો એમણે પહેલી સફમાં ઊભા રહેવું નહિ, બલકે છેલ્લી સફમાં ઊભા રહેવું.
(હમવી કૃત હાશિયએ અશબાહ)

(૨૫) તકલીફદાયી, નુકસાનકારક માણસ અને જાનવરોને મસ્જિદથી રોકી શકાય છે.

(૨૬) મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે. (હિદાયહ....)

(૨૭) જો જનાઝો મસ્જિદની બહાર હોય અને જમાઅત મસ્જિદની અંદર પઢવામાં આવે તો આ પણ મકરૂહ છે; પરંતુ લાચારીસર કરવામાં આવે તો જાઈઝ છે.

(૨૮) મસ્જિદમાં નિકાહ સિવાય તમામ પ્રકારનો વહેવાર નાજાઇઝ છે. અલબત્ત, એ'તિકાફ કરનાર માટે

જરૂરતના પ્રમાણમાં ખરીદ–વેચાણ આ શર્તે જાઈઝ છે કે સોદાનો સામાન મસ્જિદમાં દાખલ ન કરે.

(૨૯) ગુમ થયેલી ચીજ માટે મસ્જિદમાં એલાન કરીને શોધખોળ કરવી પણ નાજાઈઝ છે. અલબત્ત જો મસ્જિદમાં કોઈ ચીજ ગુમ થઇ હોય તો ત્યાં એના વિષે લોકોને પૂછી શકે છે.

(૩૦) મસ્જિદમાં અશ્આર પઢવા, ખાણું ખાવું અને સૂવું જાઈઝ નથી. અલબત્ત અશ્આર બોધદાયક અને ઉપદેશાત્મક હોય અથવા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગુણગાન યા ઇસ્લામની હક્કાનિયત વિષે હોય તો મસ્જિદમાં એવા અશ્આર પઢવા–સંભળાવવા જાઈઝ છે. શર્ત માત્ર આટલી છે કે એ અશ્આર નમાઝીઓ અને ઝિક્ર કરનારાઓ માટે મૂંઝવણરૂપ અને અડચણરૂપ હોવા જોઈએ નહિ.

(૩૧) મુસાફિર અને મુઅતકિફ માટે મસ્જિદમાં ખાવું અને સૂવું જાઈઝ છે. (અશ્બાહ)



## મસ્જિદમાં દુનિયાની વાતો કરવી

મસ્અલા : (૧) દુનિયાની જે વાતો મસ્જિદની

બહાર જાઈઝ છે, જે વાતોની મસ્જિદની બહાર છૂટછાટ છે મસ્જિદમાં તે વાતો પણ નાજાઈઝ છે. જે વાતો મસ્જિદની બહાર પણ નાજાઈઝ હોય તે વાતો મસ્જિદમાં સખત હરામ છે. 'ફત્હુલ કદીર'માં લખ્યું છે કે મસ્જિદમાં દુનિયાની વાતો નેકીઓને એ પ્રમાણે ખાઇ જાય છે જે પ્રમાણે આગ લાકડીઓને ખાઈ જાય છે. 'ખઝાનતુલ ફિકહ'માં છે કે જે માણસ મસ્જિદમાં દુનિયાની વાતો કરે છે તો અલ્લાહ તઆલા એના ચાળીસ દિવસના અમલને વ્યર્થ અને બરબાદ કરી નાખે છે (અરબાહ)

(૨) જો વાતો કરવાના ઈરાદે મસ્જિદમાં બેસ્યા ન હોય; બલકે આકસ્મિક યા અણધારી રીતે દુનિયાની કોઇ જરૂરી વાત ધીમેથી કહી દીધી તો વાંધાજનક નથી (અરબાહ); પરંતુ એનાથી પણ બચે એ બેહતર છે. જેમ કે સહાબએ કિરામ (રદિ.) અને પૂર્વજ નેક બુઝુર્ગોના અમલથી ફલિત થાય છે.

હિકાયત :

હઝરત ખલફ (રદિ.) મસ્જિદમાં બેઠેલા હતા. એવામાં એમનો ગુલામ આવ્યો અને એમને દુનિયાની કોઈ વાત પૂછવા લાગ્યો. આપ ત્યાંથી ઊઠીને મસ્જિદની બહાર આવી ગયા અને પછી એને જવાબ દીધો.

(૩) મસ્જિદમાં જોરથી ઝિક્ર કરવો અને અવાજથી કુર્આન શરીફની તિલાવત કરવી વગેરે નાજાઈઝ છે. (ખુલાસતુલ ફતાવા) અલબત્ત, જો કોઈ માણસ મસ્જિદમાં નમાઝ યા તસ્બીહ વગેરેમાં મશગૂલ ન હોય તો પછી અમુક ઉલમાએ કિરામે એની ઈજાઝત આપી છે. જ્યારે અમુક ઉલમાએ કિરામે અવાજપૂર્વક ઝિક્ર અને તિલાવત કરવાને સદંતર નાજાઈઝ ફરમાવ્યું છે (ચાહે કોઈ માણસ મસ્જિદમાં નમાઝ યા તસ્બીહમાં મશગૂલ હોય કે ન હોય).

ચેતવણી :

અફસોસ કે લોકો આજકાલ આ વાતથી અત્યંત ગાફિલ અને બેદરકાર બની ગયા છે. મોટાભાગે તો દુનિયાની વાતોમાં જ એટલો શોર અને ઘોંઘાટ કરે છે કે મુહઝ્ઝબ (સભ્ય) પશુઓ અને બેઠકોમાં પણ એવો શોર થતો નથી. અલ્લાહની પનાહ, ઈસ્લામી શરીઅત તો મસ્જિદમાં અવાજથી કુર્આનની તિલાવત તથા ઝિક્ર કરવાને નાજાઈઝ ઠરાવે તેમ જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બજારોના શોરથી બચવાનો હુકમ ફરમાવે અને મુસલમાનીનો દાવો કરવાવાળા દુનિયાની વાતોથી મસ્જિદને બજારનો નમૂનો બનાવે એ કેવી વિચિત્ર અને અફસોસજનક બીના કહેવાય ! !—

હરગિઝમ બાવર નમી આયદ ઝ–રૂએ એ'તિકાદ
ઈં હમા હા કરદન વ દીને પયમ્બર દાશતન

અલ્લાહ તઆલાના ફરિશ્તા એમના ઝુલ્મથી વાજ આવી ગયા છે, કંટાળી ગયા છે અને એ લોકો ખુશ છે (ખોટા ભ્રમમાં રાચે છે) કે અમે મસ્જિદેથી સવાબનું પોટલું બાંધીને જઇ રહ્યા છીએ; પરંતુ—

ખ્વાજહ પિન્દારદ કે દારદ હાસિલે
હાસિલે ખ્વાજહ બ-જુઝ પિન્દાર નેસ્ત

સવાબનું તો શું કહેવું, આ વાતની બીક છે કે કયાંક પહેલાં કર્યાં-કારવ્યાં અમલ પણ આ ગુસ્તાખી અને બેઅદબી બદલ અકારત અને વ્યર્થ થઈ ગયાં ન હોય :

હાસિલ ખૂદ કર્દ સિર્ફ કીમિયા
હેચ ચીઝ અઝ કીમિયા હાસિલ ન કર્દ

જ્યારે જાઈઝ શોરથી તમામ ઇન્સાનો અને ફરિશ્તાઓને તકલીફ થાય છે તો આ નાજાઇઝ, બદતમીઝીભર્યા તોફાનથી એમને કેવી અને કેટલી તકલીફ થતી હશે અને ફરિશ્તાઓ એના માટે કેવી કેવી બદ્દુઆ કરતા હશે ? યાદ રહે કે જે લોકો મસ્જિદોમાં શોરબકોર દ્વારા તસ્બીહ અને તહલીલ[1] કરનાર ફરિશ્તાઓ અને ઇન્સાનોનાં ઝિક્ર અને તિલાવતમાં ખલેલ નાખે છે તેઓ નીચે ટાંકેલી આયતમાંની વઈદમાં દાખલ છે :

1 તહલીલ : લા ઈલા—હ ઇલ્લલ્લાહ પઢવું.

"વ મન અઝ્‌લમુ મિમ્મમ મ-ન-અ મસાજિદલ્લાહિ..........."

અર્થ : "તે માણસથી વધુ ઝાલિમ અને અત્યાચારી કોણ છે, જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં એનો ઝિક્ર કરવાની લોકોને મનાઈ કરે છે અને મસ્જિદોને વેરાન તથા બરબાદ કરવાની કોશિશ કરે છે." (બકરહ : ૧૧૩)

આ આયત ભલે, કાફિરોના વિષે ઊતરી છે; પરંતુ મુસલમાનોએ તો આ મુદ્દે વધુ ડરવું જોઈએ કે એમના કૃત્યો કાફિરોની મુશાબહત (અનુરૂપતા) ધારણ કરવા માંડે. ઉપરાંત, આ પણ સ્પષ્ટ છે કે આયતમાં અલ્લાહ તઆલાના ઝિક્રથી રોકવાનો તથા મસાજિદની બરબાદીમાં કોશિશ કરવાનો આ મતલબ નથી કે કાફિરોએ મસ્જિદને તાળું મારી દીધું હતું યા તેઓ એને ધરાશાયી કરવાની કોશિશ કરતા હતા, કારણ કે આ વાત વાસ્તવિક્તાઓ યા સાચી હકીકતોની વિરુદ્ધ છે; બલકે અલ્લાહના ઝિક્રની રોકટોક અને મસ્જિદની બરબાદીથી મુરાદ માત્ર આ છે કે લોકો ઘોંઘાટ અને શોરબકોર વડે આ પ્રકારનાં અસબાબ પેદા કરતા હતા, જે અલ્લાહ તઆલાના ઝિક્રમાં અવરોધરૂપ બને. આ જ ચીજનો મસ્જિદની બરબાદી તરીકે ઉલ્લેખ કરાયો, કારણ કે ઝિક્રથી મસ્જિદની આબાદી છે અને એના ત્યાગથી મસ્જિદની બરબાદી છે.

અલ્લાહ તઆલાના વાસ્તે તે મુસલમાનોએ અલ્લાહ તઆલાથી ડરવું જોઈએ, જેમની ચેષ્ટાઓ અને અવળચંડાઈથી લોકોની નમાઝ અને અલ્લાહ તઆલાના ઝિક્રમાં અડચણ અને મૂંઝવણ ઊભી થાય છે.

**હિકાયત :**

એકવાર હઝરત ઉમરે ફારૂક (રદિ.) નમાઝમાં મશગૂલ હતા. એક માણસ કોઈ ચીજ લઈને આવ્યો. એણે તે ચીજ સફની આગળ મૂકી દીધી અને પોતે નમાઝમાં જોડાઈ ગયો (જેમ કે આજકાલ આ વાત સામાન્ય બનતી જાય છે.) હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) નમાઝથી પરવાર્યા તો આપે તેને નમાઝીઓને મૂંઝવણમાં નાખવા બદલ સજા ફટકારી.

(શાતિબી કૃત કિતાબુલ ઈઅતિસામ)

આથી જાણવા મળ્યું કે કોઈ ચીજને નમાઝીઓની આગળ એ પ્રમાણે મૂકવી યા ઉઠાવવી કે એમનું ધ્યાન બીજી તરફ ફરી જાય, બૂરું છે; પરંતુ નમાઝીઓને પરેશાની અને અડચણ ન થાય એવી રીતે ધીમેથી પોતાનો સામાન હિફાઝતના હેતુસર સામે મૂકવામાં વાંધો નથી.

(૪) મસ્જિદમાં હવા છોડવી નાજાઈઝ છે, કારણ કે

ફરિશ્તાઓને પ્રત્યેક તે ચીજથી તકલીફ થાય છે જેનાથી માનવજાતને તકલીફ થાય છે. (અશબાહ)

**ચેતવણી :**

મજકૂર હુકમમાંથી મુઅતકિફ પણ બાકાત નથી (એના માટે પણ મસ્જિદમાં હવા છોડવી જાઈઝ નથી), બલકે આ જરૂરત માટે પણ મસ્જિદની બહાર જવું એ જ પ્રમાણે જાઈઝ છે જે પ્રમાણે પેશાબ–પાખાના માટે મસ્જિદની બહાર જવું જાઇઝ છે. (આલમગીરિય્યહ)

(૫) મસ્જિદમાં ઝઘડો કરવો પણ નાજાઈઝ છે.

(૬) મસ્જિદમાં ફર્શ બિછાવવું અને ચિરાગ સળગાવવો જાઇઝ છે; પરંતુ આ કેવળ જરૂરતની હદ પૂરતું જ જાઈઝ છે.

(૭) મસ્જિદનો ચિરાગ (યા લાઈટ) ૧/૩ (એક તૃતિયાંશ) રાત સુધી સળગાવી શકાય છે. ત્યાર પછી જો કોઇ બેસે તો એણે પોતાનો ચિરાગ વાપરવો જોઈએ. (ખુલાસતુલ ફતાવા) અલબત્ત ચંદો આપનાર ભાઈઓએ આખી રાત સળગાવવાની સ્પષ્ટતા કરી હોય તો પછી જાઈઝ છે.

ખાત્મ – (૮) ખાસ ખાસ રાતોમાં–જેમ કે રમઝાનમાં ખત્મે

કુર્આનની રાતે વધુ લાઈટીંગ કરવી બિદઅત અને નાજાઈઝ છે અને એમાં ઘણી જ ખરાબીઓ છે. પ્રથમ તો એમાં મજૂસીઓ–અગ્નિપૂજકોની ઈબાદત અને હિન્દુઓની દિવાળીની સાથે મુશાબહત છે અને હદીસ શરીફમાં કાફિરોની સાથે મુશાબહત કે મળતાપણું ધારણ કરવા પર ભારે વઈદો અને ધમકીઓ આવેલી છે. જેમ કે,

**"મન તશબ્બ–હ બિકિવમન ફહુ–વ મિન્હુમ."**
(મુસ્નદે અહમદ, વગેરે)

અર્થ : જે માણસ કોઈ કૌમની સાથે મુશાબહત અપનાવે છે તો એની ગણના એ કૌમમાં જ થઇ જાય છે.

બીજું, આવી લાઈટીંગ (અને ડેકોરેશન)ને કારણે મસ્જિદ ખેલ–તમાશાનું સ્થળ બની જાય છે. નાના બાળકો અને નાસમજ લોકો જમા થઈને શોર મચાવે છે.
(અશ્બાહનો હાશિયો ટૂંકાવીને)

(૯) જે માણસે મસ્જિદના એક દરવાજેથી દાખલ થઈને બીજા દરવાજેથી પસાર થવાની–નીકળવાની ટેવ બનાવી લીધી તે ગુનેહગાર અને ફાસિક છે. (અશ્બાહ) મસ્જિદમાં નમાઝ પઢવા માટે પોતાના કોઇ જગ્યા નક્કી કરી લેવાની પણ મનાઈ છે અને જો કોઈ માણસ હંમેશા એક જ જગ્યાએ બેસી રહે છે તો એ જગ્યા એના માટે શરઈ

રીતે નિયુક્ત થતી નથી. જો કોઈ માણસ એનાથી પહેલાં જઈને તે જગ્યાએ બેસી જાય તો એને ત્યાંથી ઉઠાડવાનો એને હક નથી. (અશબાહ........)

(૧૦) મહોલ્લાવાળાઓ માટે જાઈઝ છે કે તેઓ એક મસ્જિદની બે મસ્જિદો બનાવી લે યા બે મસ્જિદોની એક મસ્જિદ બનાવી લે.

(૧૧) એક મસ્જિદનો સામાન–દા. ત. લોટો, સફ, પાથરણું વગેરે–બીજી મસ્જિદ માટે વાપરવા લેવો જાઈઝ નથી. (અશબાહ....)

(૧૨) મસ્જિદોમાં પોતાના ઘરનો સામાન મૂકવો જાઈઝ નથી. હા, યુદ્ધ જેવા જાહેર ફિત્ના અને સંકટના સમયે જો (વિનાશનો) આમ ખૌફ કે ડર હોય તો તેવા સમયે ઘરોનો સામાન મસ્જિદમાં મૂકી શકાય છે.

(૧૩) મસ્જિદના દરવાજાને તાળું મારવું જાઈઝ નથી. જો મસ્જિદનો સામાન બરબાદ થઈ જવાનો ભય હોય તો કોઈ માણસ રાખીને એની હિફાઝત કરવામાં આવે. (ખુલાસતુલ ફતાવા) જો હિફાઝતની બીજી કોઈ શકલ–સૂરત ન હોય તો પછી એ રીતે તાળું મારવું જાઈઝ છે કે નમાઝોના સમયે ખોલી દેવામાં આવે.

('જામિઅ સગીર'માંથી સંક્ષિપ્ત)

(૧૪) મસ્જિદમાં પાથરણા વગેરે સરસામાન મૂકવા માટે નાની ખોલી બનાવી લેવામાં આવે તો જાઈઝ છે.

(૧૫) મસ્જિદના પાથરણાં વગેરે ઘર યા કમરામાં લઈ જવાં જાઇઝ નથી. (ખુલાસતુલ ફતાવા ૧/૨૭) મસ્જિદના લોટા–ચંબૂ અને બીજો સામાન પણ આ જ હુકમમાં દાખલ છે.

(૧૬) જો મસ્જિદમાં એક તરફ બયાન ચાલી રહ્યું હોય અને બીજી તરફ કુર્આન શરીફની કિરા'ત થઈ રહી હોય તો જે માણસો પોતે આલિમ નથી અને કુર્આનનાં અર્થ–ભાવાર્થને પોતે સમજી શકતા નથી તેમના માટે બયાન સાંભળવું બેહતર છે અને જે માણસ પોતે કુર્આન મજીદનાં અર્થ–ભાવાર્થને સમજે છે તેણે કુર્આન શરીફ સાંભળવું બેહતર છે. (શામી)

(૧૭) મસ્જિદોની દીવારો પર લખવું દુરુસ્ત નથી. (દુર્રે મુખ્તાર)

(૧૮) જો મસ્જિદની છત યા દીવાર વગેરેમાં ચામાચીડિયું યા બીજું કોઈ જાનવર વગેરે માળો બાંધે તો એને પાડી નાખવો જાઈઝ છે; પરંતુ મસ્જિદ સિવાય બીજી જગ્યાઓમાંથી પાડવો ન જોઈએ, કારણ કે હદીસ શરીફમાં છે : અકિરુત્તયૂર અલા વુકનાતિહા...........

અર્થ : પક્ષીઓને એમના માળાઓમાં રહેવા દો.[1]
(ક્નિયહ : ૧૭૫)

(૧૯) જો મસ્જિદમાં તંગી હોય તો નમાઝ પઢનારને હક છે કે બેઠેલા માણસને તે જગ્યાએથી હટાવી દે; ભલે તે ઝિક્ર, કિરા'તે કુર્આન કે પઢવા–પઢાવવામાં મશગૂલ હોય યા મુઅતકિફ હોય. (ક્નિયહ)

## મસાજિદનાં થોડાંક મખ્સૂસ અહકામ

**મસ્અલા** : (૧) જો મસ્જિદમાં જમાઅત થતી હોય અને સફોથી અલગ કોઈ માણસ ઈમામની પાછળ ઈક્તિદા કરી લે (નમાઝ પઢી લે) તો આ ઈક્તિદા દુરુસ્ત થઈ જશે. દૃષ્ટાંતરૂપે મસ્જિદના એક ભાગમાં જમાઅત થઈ રહી છે અને દરમિયાનમાં અમુક સફોની જગ્યા છોડીને અમુક માણસો આ ઈમામની ઈક્તિદામાં નમાઝ પઢવાનું શરૂ કરી દે તો નમાઝ અદા થઈ જશે અને મસ્જિદ સિવાય બીજા કોઇ મકાનમાં આ પ્રમાણેની ઈક્તિદા માટે સફોનો ઈત્તિસાલ (મિલાપ યા સમન્વય) જરૂરી છે.
(ક્નિયહ, દુર્રે મુખ્તાર)

[1] જો કોઇ જાનવરના રહેવાથી મકાન ગંદુ થતું હોય તો પછી એના માળાને પાડી નાખવો જાઈઝ માલૂમ પડે છે. અલબત્ત, જાનવરે ઇડાં મૂકયા હોય યા બચ્ચાં જન્મ્યાં હોય તો તેવા સમયે થોડોક ઇન્તિઝાર કરી લેવો રહમતરૂપ છે. (આદા'બુલ મસાજિદ......)

(૨) મસ્જિદના એરિયામાં સામાન્ય રીતે જે કમરા અથવા પરિસર બનેલાં રહે છે યા ખુલ્લું સહન પડેલું રહે છે જેને ફિનાએ મસ્જિદ કહે છે, આ વિષે એનો હુકમ પણ મસ્જિદના હુકમ જેવો જ છે. અર્થાત્ ઇક્તિદા સહીહ થવા માટે સફોનો પારસ્પરિક મિલાપ યા સંબંધ શર્ત નથી. (ખુલાસતુલ ફતાવા ૧/૫૧)

(૩) ઈદગાહનો પણ આ બાબતમાં મસ્જિદ જેવો જ હુકમ છે. જો કે મોટાભાગના અહકામમાં ઈદગાહ મસ્જિદના હુકમમાં નથી.

**ચેતવણી :**

મસ્જિદમાં સફોના પરસ્પર મેળાપ વિના પણ ઈક્તિદા થઈ જાય છે અને ફર્ઝ નમાઝ ઝિમ્મેથી ઊતરી જાય છે; પરંતુ એનો મતલબ એવો પણ નથી કે આવું કરવું જાઈઝ છે, કારણ કે જમાઅતમાં સફોને પરસ્પર જોડવી અને દરમિયાનની ખાલી પડતી જગ્યાને ભરવી વાજિબ છે અને એની વિરુદ્ધ કરવા પર હદીસમાં સખત વઈદો આવેલી છે તથા દરમિયાનની ખાલી પડતી જગ્યાને ભરવાનો ઘણો મોટો સવાબ બયાન કરાયો છે. હદીસ શરીફમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે પોતાની સફોને દુરુસ્ત કરો,

નહિતર અલ્લાહ તઆલા તમારા ચહેરાઓને મસ્ખ (વિકૃત) કરી દેશે. (મિશ્કાત)

(૪) જે મસ્જિદ જનાઝા યા ઇદની નમાઝ માટે બનાવવામાં આવી હોય તો સફોના ઈત્તિસાલ (સમન્વય) સિવાય અન્ય મસાઇલમાં તે મસાજિદના હુકમમાં નથી. (ખુલાસહ ૧/૨૨૭)

(૫) જો મહોલ્લામાં બે મસ્જિદો હોય તો એમનામાં જે મસ્જિદ જુનીપુરાણી હોય તેમાં નમાઝ પઢવી અફ્ઝલ છે અને જો પ્રાચીનતામાં બંને બરાબર હોય તો જે મસ્જિદ મકાનથી વધુ નજીક હોય તેમાં નમાઝ પઢવી અફ્ઝલ છે. જો નિકટતામાં પણ બરાબર હોય તો પછી જેમાં ચાહે તેમાં પઢવાનો ઈખ્તિયાર છે. પછી જો બંને મસ્જિદોમાંથી એકની જમાઅત નાની હોય અને બીજી મસ્જિદની જમાઅત મોટી હોય તો જો તે આલિમ માણસ હોય તો તેણે નાની જમાઅતવાળી મસ્જિદમાં નમાઝ પઢવી જોઈએ, જેથી એના કારણે એની જમાઅતમાં વધારો થાય અને જો તે આલિમ ન હોય તો બંનેમાંથી ગમે ત્યાં નમાઝ પઢી શકે છે; પરંતુ બંનેમાંથી જે મસ્જિદનો ઈમામ વધુ નેક અને મસ્અલા–મસાઈલનો જાણકાર હોય તેમાં નમાઝ પઢવી બેહતર અને મુનાસિબ છે. (ખુલાસતુલ ફતાવા ૧/૨૨૮)

(૬) જે માણસને પોતાના મહોલ્લાની મસ્જિદમાં જમાઅત ભાગ ન આવે તો બેહતર આ છે કે કોઈ બીજી મસ્જિદે જઈને જમાઅતની સાથે નમાઝ પઢે યા પોતાના ઘરે પાછો આવે અને ત્યાં પોતાના ઘરવાળાઓની સાથે નમાઝ પઢે. (બદાઇઅ)

(૭) જો પોતાના મહોલ્લાની મસ્જિદમાં તકબીરે ઊલા યા એક-બે રકા'ત છૂટી જવાનો ગુમાન હોય તો પણ પોતાના મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢવું જ અફઝલ છે. બીજી મસ્જિદમાં જવું નહિ, ભલે ત્યાં પૂરી જમાઅત મળી શકતી હોય. (ખુલાસહ ૧/૨૨૮)

(૮) જો પોતાના ઘરમાં નમાઝ શરૂ કરી, પછી મહોલ્લાની મસ્જિદ યા બીજી કોઇ મસ્જિદમાં ઈકામતની અવાજ સાંભળી તો નમાઝ તોડવી નહિ, બલકે પૂરી કરી લેવી. (ખુલાસહ)

(૯) અઝાન પછી નમાઝ પઢયા વિના મસ્જિદની બહાર નીકળવું જાઈઝ નથી, જ્યારે કે આ મસ્જિદ મહોલ્લાની મસ્જિદ હોય. જો મહોલ્લાની મસ્જિદ ન હોય તો ત્યાંથી નીકળીને પોતાના મહોલ્લાની મસ્જિદમાં જઈને નમાઝ પઢવું જાઈઝ છે, એ શર્તે કે મહોલ્લાની મસ્જિદમાં જમાઅત મળવાનું યકીન હોય. અલબત્ત, આ સૂરતમાં ત્યાંથી ન નીકળવું જ બેહતર છે.

(૧૦) મસ્જિદમાં ઈલેકટ્રીક પંખા લગાડવા જાઈઝ છે; પરંતુ ઈબ્નુલ હાજ મક્કી (રહ.)એ 'મદખલ'માં પંખા લગાડવાને પણ એક પ્રકારની બિદઅત ફરમાવ્યું છે, કારણ કે સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો)માં એનો દસ્તૂર ન હતો.

મવલાના અબ્દુલ હય સા. લખનવી (રહ.)એ પોતાના ફતાવામાં ફરમાવ્યું છે કે ભલે, એનું શરઇ બિદઅત હોવું શંકાસ્પદ છે; પરંતુ એમાં શંકા નથી કે એનો ત્યાગ જ અફઝલ છે અને એમાં જ સલફની સંપૂર્ણ તાબેદારી છે.

(મવ. અ. હય સા. રહ.નો ફતાવા સંગ્રહ)

(૧૧) બદકાર અવરતે હરામ આવકથી મસ્જિદ બનાવી દીધી તો તે મસ્જિદ લેખાશે નહિ અને એને કાંઈ સવાબ પણ મળશે નહિ.

(મવ. અ. હય રહ.નો ફતાવા સંગ્રહ)

ખાસ – (૧૨) કોઈ મસ્જિદને ઉમદા બનાવવાના હેતુસર તોડી પાડવી જાઈઝ નથી, જ્યાં સુધી કે એના ધરાશાયી થવાનો ભય ન હોય અને જો ધરાશાયી થઈ જવાનો ભય હોય તો મહોલ્લાવાળાઓ માટે એને શહીદ કરવું જાઈઝ છે. (સિરાજુલ મુનીર)

(૧૩) જો કોઈ મસ્જિદ ખંડિયેર અને વેરાન થઈ જાય અને નમાઝ પઢવાને લાયક ન રહે અથવા જે મહોલ્લો ત્યાં આબાદ હતો તે પાછળથી વેરાન થઈ ગયો અને એ કારણે ત્યાં મસ્જિદની જરૂરત ન રહી તો પણ તે કિયામત સુધી મસ્જિદ જ રહેશે. કોઈની મિલકત બનશે નહિ. (દુર્રે મુખ્તાર અને બહરુર્રાઈક વગેરે) મેં પણ આ જ ફત્વો દીધો છે.

(૧૪) જો કોઈ મસ્જિદની નીચે દુકાનો યા ભોંયતળિયું વગેરે બનાવીને એમની છત પર મસ્જિદનું સહન યા મસ્જિદની કોઈ ઈમારત બનાવાય તો એ આ શર્તે જાઈઝ લેખાશે કે નીચેની દુકાનો મસ્જિદની જેમ વકફ હોય અને એમની આવક મસ્જિદની જરૂરિયાતમાં ખર્ચ કરવામાં આવે. એ જ પ્રમાણે મસ્જિદની છત પર મસ્જિદના હિતાર્થે કોઈ મકાન બનાવવામાં આવે તો એ પણ જાઈઝ છે. આ બંને સૂરતોમાં એ મસ્જિદની મસ્જિદિયતમાં કંઈ ઓછપ આવશે નહિ, ખલેલ પડશે નહિ, જેમ કે ફતાવા શામીમાં 'ઇસ્આફ'ના હવાલાથી નકલ કર્યું છે :

"જો મસ્જિદની નીચેનું ભોંયતળિયું અથવા ઉપરની અટારી મસ્જિદનો જ સામાન વગેરે મૂકવા માટે હોય અથવા મસ્જિદ પર વકફ હોય અર્થાત્ એની આવક

મસ્જિદની જરૂરિયાતમાં ખર્ચ કરાય તો એ મસ્જિદ લેખાશે."

(૧૫) ઉપરોક્ત સૂરતમાં નીચેની દુકાનો અને ઉપરનું મકાન વગેરે મસ્જિદમાં સમાવિષ્ટ ગણાશે નહિ અને આ જ આધારે એમને ભાડે આપવું. એમનામાં વેપાર કરવો, ગુસલના હાજતવાળા માણસે તથા હૈઝ નિફાસવાળી અવરતે એમાં દાખલ થવું વગેરે જાઈઝ લેખાશે.

**ચેતવણી :**

પરંતુ આ યાદ રાખવું ઘટે કે આ શકલ–સૂરત માત્ર ત્યારે જ (જાઈઝ) થઈ શકે છે, જ્યારે કે મસ્જિદ બનાવવાના સમય પહેલાં જ બનાવનારે ઉપરનું મકાન યા નીચેનું ભોંયતળિયું યા દુકાન વગેરેને મસ્જિદથી અલગ કરીને એને ભાડે આપવાની અને એ(ની આવક)ને મસ્જિદ પર વકફ કરવાની નિય્યત કરી લીધી હોય. નહિંતર જો પહેલાં મસ્જિદ બનાવી દેવામાં આવી અને ત્યાર બાદ એની નીચે કોઈ દુકાન યા ઉપર ભાડે આપવા માટે મકાન બનાવવું કદાપિ જાઈઝ નથી, કારણ કે મસ્જિદની ઉપર આસમાન સુધી અને નીચે જમીનના પાતાળ સુધી બધું જ કિયામત સુધી મસ્જિદ જ લેખાશે. એમાં કોઈ ભાગને હવે મસ્જિદથી અલગ કરી શકાશે નહિ. આવી

સૂરતનો હુકમ. કિતાબની શરૂઆતમાં લખાઈ ચૂકયો છે કે મસ્જિદની છત તમામ અહકામમાં મસ્જિદ જેટલી જ મુહતરમ અને આદરણીય છે. એના પર જિમાઅ (સંભોગ), પેશાબ–પાખાનું કરવું અને હૈઝવાળી અવરત વગેરેનું એમાં દાખલ થવું જાઈઝ નથી.

(૧૬) મસ્જિદના કોઈ ભાગને મસ્જિદથી જુદો પાડીને બીજી કોઇ ચીજ બનાવવી કદાપિ જાઇઝ નથી, ચાહે તે કામ મસ્જિદના હિતોને લગતું જ હોય. જેમ કે મસ્જિદના ફર્શમાં હોઝ બનાવવો યા સીડી વગેરે બનાવવું. અલબત્ત, મસ્જિદ બનાવતી વખતે પહેલેથી જ હોઝ વગેરેની જગ્યા નક્કી કરીને અલગ કરી લેવાય તો જાઈઝ છે. જેમ કે સામાન્ય દસ્તૂર છે.

(૧૭) ભાગિયા જમીનમાં ભાગીદારોની ઈજાઝત વિના મસ્જિદ બનાવવી જાઈઝ નથી અને જો બનાવી દેવાય તો એમાં નમાઝ પઢનારને મસ્જિદનો સવાબ મળશે નહિ; બલકે આવી મસ્જિદમાં નમાઝ પઢવી જોઈએ નહિ.

(....ફતાવા મવ. અ. હય ૨૯.)

(૧૮) કોઈ માણસે પોતાના ઘરનો દરવાજો મસ્જિદની દીવારમાં મૂકવો જાઈઝ નથી, ચાહે તે માણસ મસ્જિદમાં દર્સ દેતો હોય. અલબત્ત, મસ્જિદનું જ કોઈ મકાન ઈમામ માટે બનાવાયું હોય તો એમાં મસ્જિદની તરફ દરવાજો મૂકી શકાય છે. (કિન્યતુલ ફતાવા : ૪૯)

(૧૯) જો કોઈ મસ્જિદ વેરાન અને ધરાશાયી થઈ જાય અને ત્યાં કોઈ મહોલ્લો પણ બાકી ન રહે, જેથી ભવિષ્યમાં એ મસ્જિદ આબાદ થવાની ઉમ્મીદ રાખી શકાય; બલકે તે સાવ જીર્ણશીર્ણ અને ખંડિયેર હાલતમાં પડેલી હોય તો એવી સૂરતમાં અમુક ફુકહાએ કિરામ કાઝીખાન, મુલ્લા ખુસરૂ વગેરેએ આ વાતની ઇજાઝત આપી છે કે એ મસ્જિદનો સામાન ત્યાંથી ખસેડીને બીજી કોઈ મસ્જિદમાં વાપરવામાં આવે અને એ જગ્યાની સાચવણી–ભાળવણી કરવામાં આવે અને એનો અદબ તથા આદર જાળવવામાં આવે, કારણ કે તે કિયામત સુધી મસ્જિદ જ છે.

પરંતુ જમહૂર ફુકહાએ કિરામના મતે આવા સમયે અને આવી સ્થિતિમાં પણ તેના માલ–સામાનને ખસેડવો જાઈઝ નથી; મુસલમાનોના શિરે એ જ મસ્જિદને તા'મીર કરવાની કોશિશ કરવી લાઝિમ અને જરૂરી છે, જેથી ત્યાંથી પસાર થનાર મુસલમાનો એમાં નમાઝ પઢી શકે. બહરુર્રાઈક, સઆદતુસ્સાજિદ, ખઝાનતુલ મુફ્તીન વગેરે ફિકહની આધારભૂત કિતાબોમાં જમહૂરનો ફતવો આ જ મુજબ નકલ કર્યો છે. વલ્લાહુ તઆલા અઅ્લમ.

## મસ્જિદે ઝિરારની વ્યાખ્યા અને તેનો હુકમ—

મસ્જિદે ઝિરાર વાસ્તવમાં તે મસ્જિદ હતી, જેને

મુનાફિકોએ આ આશયે બનાવી હતી કે મસ્જિદે કુબાની[1] જમાઅતમાં વિખવાદ અને ભેદભાવ ઊભો થઇ જાય અને એ વિખવાદથી મુસલમાનોમાં પરસ્પર પ્રેમભાવ ઓછો થઈ જાય. ઉપરાંત, મુનાફિકો એમાં જમા થઈને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર ઝાત પર આક્ષેપો અને મહેણાં–ટોણાંનાં તીર વરસાવતા રહે અને આપની વિરુદ્ધ કાવતરાં ઘડતા રહે.

કુઆર્ન મજીદે આ મસ્જિદ વિષે હુકમ ફરમાવ્યો : લા તકુમ ફીહી અબદા......."(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ એ મસ્જિદમાં (નમાઝ માટે) કદાપિ ઊભા રહેશો નહિ."

આયતનો ભાવાર્થ આ છે કે આપ આ મસ્જિદમાં કદી નમાઝ પઢશો નહિ. આ આયતથી સ્પષ્ટ થયું કે મસ્જિદ બનાવતી વખતે મુસલમાનોએ આ વાતનો ખ્યાલ રાખવો વાજિબ છે કે એનો હેતુ બીજી કોઇ મસ્જિદની જમાઅત ઓછી કરવાનો યા મુસલમાનોમાં વિખવાદ અને કુસંપ જન્માવવાનો યા ડોળદંભ અને ખોટો દેખાડો કરવાનો કદાપિ ન હોવો જોઈએ, નહિતર સાચેસાચ "નેકી બરબાદ અને ગુનાહ લાઝિમ"ની ઉક્તિ જેવો ઘાટ થશે. આવી મસ્જિદ, મસ્જિદે ઝિરાર સમાન લેખાશે.

---

1 મદીના પાસે એક જગ્યાનું નામ છે.

'તફસીરે કશ્શાફ'માં નકલ કર્યું છે કે જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત ફારૂકે આ'ઝમ (રદ્દિ.)ના હાથે દેશ ફતેહ કરાવ્યા તો આપે મુસલમાનોને પોતપોતાના મહોલ્લાઓમાં મસ્જિદો બનાવવાનો હુકમ દીધો; પરંતુ એવી બે મસ્જિદો બનાવવાની મનાઇ ફરમાવી, જેમાં એકથી બીજીને નુકસાન પહોંચે અર્થાત્ કોઈ એક મસ્જિદનો હેતુ બીજી મસ્જિદની જમાઅતને તોડવાનો અને કમ કરવાનો હોય.

**મસ્અલા** : (૧) જો એક મસ્જિદના નમાઝીઓમાં કોઈ કારણસર પરસ્પર મતભેદ રહેતો હોય અને ફસાદ તથા મતભેદ નાબૂદ કરવાના હેતસર કોઈ પક્ષ બીજી મસ્જિદ બનાવી લે તો આ મસ્જિદ મસ્જિદે ઝિરારના હુકમમાં દાખલ થશે નહિ.

(૨) જો મહોલ્લામાં મસ્જિદ હોય; પરંતુ અમુક લોકો કારોબારમાં મશગૂલ રહેવાને કારણે ત્યાંની જમાઅતમાં શરીક થવાથી મહરૂમ રહેતા હોય તો જો આ લોકો પોતાના મકાનોની બિલકુલ લગોલગ મસ્જિદ બનાવી લે તો આ પણ મસ્જિદે ઝિરારમાં દાખલ થશે નહિ, આ શરતે કે એમનો હેતુ પુરાણી–પહેલી મસ્જિદની જમાઅત તોડવાનો ન હોય; પરંતુ બેહતર તો આ જ છે કે પુરાણી મસ્જિદમાં નમાઝ અદા કરવામાં આવે.

(મજમૂઅહ ફતાવા મવ. અ. હય)

વલ્લાહુ તઆલા અઅ્લમુ બિસ્સવાબ.

## ઈદગાહનો હુકમ

આ જ કિતાબમાં આગળ વર્ણન થઈ ચૂકયું છે કે ઇક્તિદાના મસ્અલામાં ઈદગાહનો હુકમ મસ્જિદના જેવો જ છે, એટલે કે જે પ્રમાણે મસ્જિદમાં સફો પરસ્પર મળેલી ન હોવા છતાં ઈક્તિદા દુરુસ્ત છે, એ જ પ્રમાણે ઈદગાહમાં પણ ભલે સફો પરસ્પર મળેલી ન હોય તે છતાં ઈમામની સાથે ઈક્તિદા દુરુસ્ત થઈ જશે. આ સિવાય મોટાભાગના અહકામમાં ઈદગાહનો હુકમ મસ્જિદથી વિરુદ્ધ છે. જેમ કે, ગુસલની હાજતવાળો માણસ અને હૈઝ–નિફાસવાળી અવરત ઈદગાહમાં દાખલ થઇ શકે છે.

# પૂર્તિ : જરૂરી મસાઇલ

'ઇમદાદુલ ફતાવા'માંથી સાભાર સ્વીકાર

### હકીમુલ ઉમ્મત હઝ. મવ. અશરફઅલી થાનવી (રહ)

**મસ્અલા** : (૧) એક મસ્જિદમાં બે જગ્યાએ તરાવીહ પઢવી જાઈઝ છે, શરત માત્ર આ છે કે આ કામ નફસાનિયત પર આધારિત ન હોવું જોઇએ અને અવાજોના ટકરાવથી લોકોને તકલીફ પહોંચવી ન જોઇએ;

પરંતુ એક જ ઈમામની સાથે બધા તરાવીહ પઢે એ જ અફઝલ છે. જેમ કે બુખારી શરીફની હદીસમાં અબ્દુર્રંહમાન ઈબ્નુલ કારીની રિવાયતથી સ્પષ્ટ થાય છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) રમઝાનમાં એક દિવસ તશરીફ લાવ્યા તો જોયું કે કોઈ માણસ એકલો તરાવીહ પઢી રહ્યો છે તો કોઇ બે–ચાર માણસોની સાથે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ અલગ અલગ પઢનારાઓને કોઇ અપશબ્દ કહ્યો નહિ, કશી રોકટોક કરી નહિ; પરંતુ એક ઈમામની સાથે પઢવાને અફઝલ ઠરાવ્યું. (બુખારી શ. ૧/૨૨૯)

(૨) નાબાલિગની જમીનમાં મસ્જિદ બનાવવી જાઈઝ નથી, ભલે તે પરવાનગી આપી દે.

(તતિમ્મહ : ઈમદાદુલ ફતાવા)

(૩) જો ગવર્નમેન્ટ મસ્જિદ માટે કોઈ જમીન આપી દે અને તેને પાછી ન લે તો આ વકફ જાઇઝ છે અને આ જમીન પર જે મસ્જિદ બની હોય તે મસ્જિદના હુકમમાં દાખલ છે, કારણ કે વકફ અલલ મસ્જિદ વસિય્યત લિલ મસ્જિદના હુકમમાં છે, (એટલે કે મસ્જિદ માટે કરાયેલી વસિય્યતનો જે હુકમ છે, તે જ હુકમ મસ્જિદ માટે કરાયેલ વકફનો છે) અને ગેર મુસ્લિમ જો કોઈ મસ્જિદ માટે વસિય્યત કરે તો એનો

હુકમ આ છે કે જો તે એને સવાબ સમજે છે તો એ વસિય્યત સહીહ લેખાશે, નહિતર સહીહ લેખાશે નહિ. વર્તમાન ગર્વન્મેન્ટ જો મસ્જિદ માટે જમીન દેવાને સવાબ સમજે છે તો વકફ સહીહ હોવામાં શંકાને સ્થાન જ નથી અને જો એની આ માન્યતા ન હોય તો પછી એનું સ્પષ્ટીકરણ આ છે કે ગર્વન્મેન્ટ જે આ જમીન આપે છે તે હકીકતમાં તો પ્રજાની (માલિકીની) હોય છે અને મ્યૂનિસિપાલિટીના સભ્યો પ્રજાના વકીલ હોય છે અને પ્રજામાં ચાહે હિંદુ હોય કે મુસલમાન, અને મોટા ભાગના હિંદુ ભાઈઓ પણ આવો ખર્ચ કરવાને સવાબનું કામ સમજે છે, જેથી આ વકફ જાઈઝ છે. (તતિમ્મહ ૧/૧૨૯)

(૪) કાફિર મસ્જિદમાં ચંદો આપે તો એમાં આ તફસીલ છે કે જો કાફિર એને સવાબ સમજે છે તો ચંદો લેવો દુરુસ્ત છે, નહિતર દુરુસ્ત નથી. 'હિદાયહ'ની કિતાબુલ વસિય્યતમાં આ તફસીલ છે; પરંતુ આ વાતમાં મતભેદ છે કે શું ચંદો આપનારના મંતવ્યને વિશ્વાસપાત્ર માનવું કે એના મઝહબના હુકમને ? પહેલું કથન મશહૂર છે. જો કે મારા મતે બીજું કથન પસંદિત છે. આ તો વાસ્તવિક હુકમ છે; પરંતુ બાહ્ય આડવાડો અને રુકાવટોને જોતાં બિન મુસ્લિમોનો ચંદો લેવો યોગ્ય જણાતું નથી, કારણ કે ચંદો સ્વીકારવામાં એમનું મુસલમાનો પર એહસાન લેખાશે : વલ ઈસ્લામુ યઅ્લૂ વલા યુઅ્લા........(ઈસ્લામ

તો સરબલંદ રહે છે, એ પરાજિત થતો નથી).

(તતિમ્મહ ૧/૧૩૦)

(૫) કોઈ માલિકીના મકાનની બારી મસ્જિદમાં ખોલવી જાઈઝ છે કે નહિ ? જો આવવા-જવા માટે ખોલી હોય તો જાઈઝ નથી. અલબત્ત, ખાસ હવાની અવર-જવર માટે યા આવા બીજા કોઈ હેતુસર ખોલી હોય અને જે દીવારમાં બારી ખોલી હોય તે એની માલિકીની હોય તથા બારી ખોલવાનો બીજો કોઈ ખરાબ કે દુષ્ટ હેતુ પણ ન હોય, ઉપરાંત એનાથી અહલે મસ્જિદ તથા મસ્જિદને કોઈ પ્રકારની અડચણ અને હાનિ પહોંચતી ન હોય તો જાઇઝ છે. જો કોઇ નુકસાન પહોંચતું હોય યા બેઈહતિયાતી કે નિષ્કાળજી થવા પામતી હોય તો બારી ખોલવી જાઇઝ નથી. જેમ કે, બારીમાંથી મસ્જિદમાં ધૂમાડા આવતા હોય અથવા બારીમાંથી પૂંજો-કચરો ફેંકાતો હોય તો બારી ખોલવાની મનાઈ છે.

(ઈમદાદુ....'હિદાયહ'ના અમુક લખાણોના આધારે)

(૬) મસ્જિદમાં અવાજવાળો ઘંટ રાખવો-વાપરવો જાઈઝ છે. જેમ કે, ફુકહાએ કિરામે સેહરીના સમયે ઢોલક વગાડવાની ઈજાઝત આપી છે. (તતિમ્મહ....૧/૧૪૩)

: સમાપ્ત :